


વર્ષ ૨ અંક ૧૦ મહા સુદ ૧૧, ૨૦૬૫






# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીજયા એકાદશી વ્રત

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.




સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને વસંતની વધાઇ પાઠવે છે. વસંત, એટલે આનન્દ, ઉત્સાહ, નવયૌવનની ઋતુ. નૈસર્ગીક વાતાવરણ, જ્યાં સર્વત્ર આનન્દ છવાય છે. વસંતનું આગમન સર્વે જીવોને નવીન પ્રેરણા પ્રદાન કરે છે. કેવળ ભારતમાં જ નહીં, પરંતુ સમગ્ર વિશ્વમાં આ ઉત્સવને અલગ અલગ રીતે, અલગ અલગ નામે ઉજવાય છે. આપણા ભારતમાં પણ અલગ અલગ પ્રાંતમાં અલગ અલગ નામે આ ઉત્સવની વધામણી સર્વત્ર છવાય છે. માઘ સ્નાનનું પણ આજ દિવસોમાં ખૂબજ મહત્વ ધરાવે છે. આ ઉત્સવ આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને આ માર્ગપર અગ્રેસર થવા, શ્રીમહાપ્રભુની વાણીનો યથાર્થ બોધ થાય, શ્રીમહાપ્રભુની આજ્ઞાનુસાર માર્ગને સમજીએ, અનુસરીએ. જેમ વસંતના આગમે નવીન કુંપણો આવે છે, તેમ આપણા જીવનમાં પણ શ્રીમહાપ્રભુની યથાર્થ વાણીની યોગ્ય કુપળ આપણા જીવનને સ્પર્શે.

આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીનાથજીનો પ્રાકટ્યોત્સવની વધાઇ. આ મહા વદ ૭ના દિવસે શ્રીનાથજી બાવા શ્રીગુસાંઇજીના ઘરે પાટ બીરાજ્યાં, તે દિવસે આપણે શ્રીનાથજીનો પાટોત્સવ ઉજવાય છે. આપ સાથેજ હોલિકા ધ્વજ વંદન સાથે દંડારોપણ મહા સુદ ૧૫ના શુભ દિવસે પ્રારંભ થાય છે. પ્રાતઃ ૧૦.૦૦ પછી દંડારોપણ કરવું, અને આજથી ધમારનો પ્રારંભ થાય છે, સાથેજ આજથી માઘ સ્નાન પૂર્ણ પણ થાય છે.

એક વાર પંચોળીજીએ વિનંતી કરી કે મહારાજ! જે કોઇ વૈષ્ણવને લેવરાવે, તેનું તો ભલું થાય, પણ લે છે તેનું શું? ત્યારે શ્રીમુખે (શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી) આજ્ઞા કરી કે જે લે છે તેનું પણ ભલું છે, બેઉનું ભલું છે વળી લેવડાવે છે, તેનું પણ ભલું છે. આ સાંભળી વળી પુછ્યું કે મહારાજ! લેવડાવે છે, તેનું તો ભલું છે, પણ લે છે તેનું શું ભલું છે ? ત્યારે શ્રીમુખે આજ્ઞા કરી કે પંચોળી સાંભળો! લેવડાવે છે, તેનું તો ભલું છે, કોઇ ભગવદીયને ઘેર શ્રીઠાકોરજી સ્નેહ કરી આરોગે છે. તેમાંથી પ્રસાદીની કણિકા જો મળે તો લેનારનું શું બુરું થાય? શ્રીઠાકોરજીના પ્રસાદની કણિકા લે તેનું પણ ભલું જ થાય છને લેવડાવે તેનું પણ ભલું થાય. પછી પંચોળીએ પૂછ્યું કે રાજ! કોઇ ભગવદીયને શ્રમ કરાવે.. ત્યારે આપશ્રીએ આજ્ઞા કરી કે તમારી પણ સ્ત્રી વા ભગવદીય છે, તેની પાસે તમે કેમ શ્રમ કરાવો છો? **કહેવાનો તાત્પર્ય એ છે કે પ્રેમમાં તકલીફ નથી, પણ સ્વાદ છે, આનન્દ છે.** વસંતના દિવસો છે, તેની વધાઇ .........

**राग वसंत :- आवो सुंदरि झुंड़न गावो, वसंत खिलावो लाल ।। लावो अबीर अरगजा जोबन, और फूलनकी माल ।। १ ।। नेननकी पीचकाइ चलावो, मुसकनि हास्य रसाल ।। वल्लभदास पिय महा रसिक सों विलसो रस भरि भाल ।। २ ।।**

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

*ગુરૂ શિક્ષા - ૧૬*

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

..ગતાંકથી આગળ

***પ્રશ્ન :- શ્રીગિરિરાજજીને ચઢાવાતુ દૂધ પાણી જેવું હોય છે અને પૈસા દૂધ જેવા હોય છે. આવું દૂધ ચઢાવી શ્રીઠાકોરજીને અન્યાય નથી થતો ? અને હા, બટાકાની જલેબીની તો ચઢાવવાની ખરીજ, એટલે પ્રસાદ થાય ખરો? સાચી સેવા શું ગણાય ? અને હા શ્રીગુરૂજી! આપશ્રી લીલી પરિક્રમા ક્યારે કાઢવાના છો? ન કાઢવા માંગતા હોય તો શા માટે નહીં ? અને અન્ય કાઢે છે તેમાં અમારે ન જવું તેનાં શું કારણો? આપશ્રી કૃપા કરી અમારૂં સમાધાન કરશો ?***

**શ્રીગુરુદેવ** :- આ જગતમાં કેટલા અંશે, ક્યાં અને કેવી રીતે દૂધ-પાણી ભેગાં થઇ રહ્યાં છે એનો હિસાબ નથી તમે રાખી શક્તા કે નથી હું રાખી શક્તો, કે નથી કોઇપણ મનુષ્યના સામર્થ્યની વાત. અત્યારે આખી દુનિયામાં - **દે દામોદર દાળમાં પાણી** જ ચાલી રહ્યું છે! આ જગતમાં *કેટલા અંશે ન્યાય થઇ રહ્યો છે અમે લે અને કેટલા અંશે અન્યાય થઇ રહ્યો છે ? ક્યાં શું થવું જોઇએ અને ક્યાં શું ન થવું જોઇએ*નું માળખું ગોઠવવું તે કમ સે કમ મારા સામર્થ્યમાં તો નથી માનતો - એમ કદાચ હું કાંઇ કહું પણ ખરો તો શું એનાથી વૈષ્ણવ વર્ગ કાંઇ સમજશે ખરા? શું એમને આ બધું સમજવું છે ખરું? આજે ધર્મ કરવાનો માપદંડ જીવનમાં યમ-નિયમ-સંયમ કે સાધના માટે કરાતો સમય-શક્તિનો પ્રયાસ નથી. પરંતુ તે માનદંડ આંધળી રીતે પૈસા ખરચવાનો આંકડો બની ગયો છે. જે જેટલા પૈસા જે તે વૈધ-અવૈધ ક્રિયા-પ્રક્રિયાઓમાં ધર્મના નામે ખરચી રહ્યાં છે તેમનો, તે પ્રમાણે જ ધર્મ કરી લેવાનો અહં પણ પોષાઇ જાય છે. આજે ધર્મના ઠેકેદારો જાણે-અજાણે આવુંજ શીખવી રહ્યાં છે - પૈસા ખરચો, પૈસા આપો, અને ધાર્મિક બની જાઓ. કદીએ આપે એક વાતનો વિચાર કર્યો છે ! અથવા જે વર્ગ તરફથી આ પ્રશ્ન કરી રહ્યા છો તે વૈષ્ણવોએ આ વાતનો વિચાર કર્યો છે કે અત્યારે બે વર્ગ છે, એક પૈસા આપનારો અને બીજો પૈસા લેનારો. ઈશ્વરના અંશ પ્રમાણે, જીવ પ્રમાણે અને મનુષ્ય પ્રમાણે તે બધા જ સરખાં છે. વંશ વ્યવસ્થા, વર્ણ વ્યવસ્થા કે આશ્રમ વ્યવસ્થા તે બધાનો વિચાર કરતાં પણ કોઇપણ વ્યક્તિ આ જગતમાં ગુણ-શીલ-વિદ્યા-શાસ્ત્રજ્ઞાન, ભગવદ્નિષ્ઠા અને તપશ્ચર્યા જેવી ગુણવત્તાની ઉપેક્ષા કરી શકતી નથી. તે પછી ધર્માચાર્ય હોય કે ધર્મને લઇને કોઇપણ કાર્ય કરનાર હોય - તેમાં ઓછા વત્તા પ્રમાણમાં આ

ગુણવત્તા હોવી જ જોઇએ. તેમજ તે શાસ્ત્રના આધારે પોતાનો અધિકાર સમજી બીજાનું દ્રવ્ય લઇ તેને ધર્મકાર્ય કરાવવાનો કે ધાર્મિક બનાવવાનો અધિકાર બતાવનારી કોઇપણ વ્યક્તિ આ જ શાસ્ત્રનો કર્તવ્ય -અકર્તવ્યના વિધિ વિધાનથી-પોતાની જાતને-તેનાથી ઉપર મૂકી શકતી નથી. તેથી આંખો મીંચીને પૈસા ખરચતા આ વર્ગને પૂછો તો ખરા કે જો તમને પૈસા ખરચતાં ધર્મ મળતો હોય તો પછી જે વર્ગ પૈસા માત્ર લઇ રહ્યો છે-શું તે વર્ગનો ધર્મ સિદ્ધ થશે ખરો ? અને આ રીતે પોતાનો ધર્મ સિદ્ધ ન થતો હોય તો તે શું બીજાને ધર્મ સિદ્ધ કરાવી શકે ખરો ? માત્ર પૈસા ખરચવાથી કોઇને ધર્મ સિદ્ધ થઇ જતો નથી- કે પોતાના વંશ, કુલ કે વર્ણાશ્રમના આધારે દાનરૂપ પૈસા લઇને ધર્મ સિદ્ધ કરાવવાનું કોઇનામાં પણ સામર્થ્ય આવી જતું નથી. જો ગુરુ-આચાર્ય કે બ્રાહ્મણને દાન કરવાનું કર્તવ્ય પણ બતાવે છે. જો સન્માર્ગનો અભ્યાસ કરાવવો તે ગુરુ કે બ્રાહ્મણનો અધિકાર હોય તો સન્માર્ગનો અભ્યાસ કરવો તે પણ તેઓનું કર્તવ્ય ખરું જ, જો સદાચરણ બીજા પાસે કરાવવું તે તેઓના અધિકારમાં હોય તો તે સદાચરણ પોતે કરવું તે તેઓનું પોતાનું કર્તવ્ય ખરું જ, જો બીજા પાસેથી દાન લેવું તે તેઓનો અધિકાર હોય તો યોગ્ય રીતે દાન આપવું તે પણ તેઓનું કર્તવ્ય છે.

**पठनं पाठनं चैव यजनं याजनं तथा ।**

**दानं प्रतिगृहश्चैव षट्कर्माणि दिने दिने ।।**

બાકી તો, જો નીતિ-અનીતિની વાત વિચારતા હોય તો એક વાત યાદ રાખજો કે સમાજમાં આપના બધાના પગ માટીના બનેલા છે અને પાણીનો સ્પર્શ માટીને થતાં જ તે ઓગળવા માંડશે, અડીખમ સ્થિર નહીં રહી શકે. મહાનુભાવ ભક્ત સુરદાસજીના શબ્દોમાં *થેગડી કહાલો દેત ફાટે આસમાન કા* ! તો આધુનિક યુગમાં આ ધર્મ-કર્મ રહિત સમાજના ફાટી પડેલા આકાશને થીંગડું લગાવવાનો યત્ન જો તમે કરશો કે હું કરીશ તો તમે કે હું તો નિશ્ચિત લાંબા થઇ જઇશું. જ્યાં સૂધી લોકોનો પ્રશ્ન છે, તે એ તો

**वही रफतार बेढ़ंगी, जो पहेले थी वह अब भी है**

**तुजे मझहब मुबारक हो - हमे तो मौज करनी है**

તેથી કોના કોના જલેબી અને ગુલાબજાંબુને રોકશો ?

હવે રહી વાત પરિક્રમાની : -

દુષ્કાળ બે પ્રકારના હોય છે, એક સૂકો અને બીજો લીલો. અત્યારે આ યુગની ભોગવાદની અને પૈસાની અતિવૃષ્ટિએ એટલું બધું લીલું કરી દીધું છે કે આ જગતમાં હું ડુબકી મારીને લીલી પરિક્રમાને ક્યાં સોધવા ઉતરૂં ? તેથી મને તો મારી લીલી પરિક્રમા નથી મળતી. પરંતુ એક વાતની આપના હૃદયમાં તદ્દન સ્પષ્ટતા કરી લેજો કે મેં લીલી પરિક્રમા અથવા કોઈપણ યાત્રા-પરિક્રમા જેવાં આયોજનોમાં જતા લોકોને કદીયે રોક્યા નથી અને રોક્તો નથી! રહ્યો પ્રશ્ન વૈષ્ણવોએ લીલી પરિક્રમાનું સ્વરૂપ, પ્રયોજન, પ્રકાર અને ઈતિહાસ જાણવાનો - તો તે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીની વાણી અને તેઓશ્રીના ૮૪ અને ૨૫૨ વૈષ્ણવ જ બતાવી શકે છે, જે આપ જાણી લેશો અને બીજું તો, આપના પ્રશ્ન પ્રમાણે લોકો જો મારા એટલા આજ્ઞાંકિત હોય કે મારા રોક્તાં, રોકાઈ જતા હોય અને મારા કહેતાં, કરતાં થઈ જતાં હોય તો મને અને તમને આવું કહેવાનો સમય આવ્યો હોત

**रामराज्य आयो अबे दुधन करहुं सनान (स्नान)**

**लोक सबे सुख चैन अरु धरम करम परमान .**

**પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*નોંધ :- આજે જે આપણે પરિક્રમા કરી રહ્યાં છીએ તેનું સ્વરૂપ આપણે આ અંકમાં અંતમાં આધુનિક વ્રજપરિક્રમા કે પિક્નિક શિર્ષક હેઠળ સમજવાનો પ્રયાસ કરીશું જે શ્રીગુરુદેવના હૃદય-દ્રાવક વચન આવા કેમ છે, તે આપણને સમજાશે.*



## માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ – ૧

## અષ્ટાક્ષરમન્ત્ર વેદસિદ્ધ છે

**શિષ્ય :-** ગુરુદેવ ! મને એક મનમાં પ્રશ્ન થાય છે કે આપશ્રીએ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની શરણે જવાની આવશ્યક્તા વેદાદિના પ્રમાણો બતાવીને સિદ્ધ કરી તે સમજાયું છે, પણ શું આપણા સંપ્રદાયમાં શરણમન્ત્રના નામથી અષ્ટાક્ષર મન્ત્રનો ઉપદેશ અપાય છે તે મન્ત્ર વૈદિક છે કે અવૈદિક ?

**ગુરુદેવ :-** આપણા સંપ્રદાયમાં શરણમન્ત્રના નામથી જે અષ્ટાક્ષર મન્ત્રનો ઉપદેશ થાય છે તે વૈદિક છે.

**यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै विद्यास्तस्मै गोपायति कृष्णः ।।**

**यस्तं देवमात्मवृत्तिप्रकाशं मुमुक्षुर्वै शरणमनुव्रजेत् ।।**

એ શ્રુતિમાં શ્રીકૃષ્ણની શરણે જવાનું કહેલું છે અને પૂર્વતાપિનીના પ્રારંભમાંજ कृष्णो वै परमं दैवताम् શ્રીકૃષ્ણજ પરમદૈવત છે, એમ શ્રીકૃષ્ણનું પરબ્રહ્મપણું જણાવી શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની જ શરણે જવાની આવશ્યકતા બતાવી છે. આપણા અંતઃકરણમાં શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) મારા રક્ષક છે, એવું અનુસંધાન કરવું તેનું નામ શરણ ભાવના છે. તે પ્રમાણે અનુસંધાન કરવામાં શ્રીકૃષ્ણપદની પ્રથમા વિભક્તિનું એક વચન श्रीकृष्णः એમ પ્રાપ્ત થાય છે અને તે સર્વ પ્રકારે મારા રક્ષક છે એવા અનુસંધાનમાં શરણ પદ. અને તે પદ શ્રીકૃષ્ણનું વિશેષણ હોવાને લીધે પ્રથમાવિભક્તિના એક વચનમાં આવવું જોઈએ એટલે श्रीकृष्णः शरणं એ બે પદ સિદ્ધ થયાં. તેનો અર્થ **શ્રીકૃષ્ણ રક્ષક છે**, એટલો થાય છે અને અહિ તો શ્રીકૃષ્ણ મારા રક્ષક છે એવું અનુસંધાન કરવાનું શ્રુતિ ઉપદેશે છે તેથી પોતાને કેહેનાર અસ્મદ્ શબ્દની ષષ્ઠી વિભક્તિનું એક વચન मम પદ અવશ્ય આવવું જોઈએ એટલે श्रीकृष्णः शरणं मम એવું મન્ત્રનું સ્વરૂપ થયું. જોકે શ્રુતિમાં અસ્મદ શબ્દને કહેનાર કોઈ પદ નથી તો પણ अनुव्रजेत् એ ક્રિયાપદ વિધિલિંગનું હોવાથી શ્રીગોકુલેશની શરણે જવાનો વિધિ સર્વને માટે બતાવેલો છે. તેથી સર્વ મનુષ્યો પોતાના અંતઃકરણમાં શ્રીગોકુલેશના શરણનું અનુસંધાન કરે ત્યારે શ્રીગોકુલેશ મારા રક્ષક છે એમ અનુસંધાન થાય તેમાં **મારા** એમ કહેનાર અસ્મદ્ શબ્દની ષષ્ઠી વિષક્તિનું मम સ્વતઃ આવી જાય છે.

તેજ અભિપ્રાયને શ્વેતાશ્વતર ઉપનિષદ્ના છઠ્ઠા અધ્યાયની ૧૮મી શ્રુતિમાં કહેલ છે કે :-

**यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।**

**तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ।।**

આ શ્રુતિમાં અસ્મદ્ શબ્દની પ્રથમા વિષક્તિ अहं પદનો પ્રયોગ સ્પષ્ટ કરેલો છે. અહિં એટલું સમજવાનું છે કે શ્રીકૃષ્ણ જ્યાં પ્રત્યક્ષ હોય ત્યાં હુ તમારી શરણે પ્રાપ્ત થાઉં છું એમ કહેવાનો, અને જ્યાં પરોક્ષ હોય ત્યાં હું તેની શરને પ્રાપ્ત થાઉં છું એમ કહેવાનો નિયમ છે તે નિયમાનુસાર અહિ બન્ને શ્રુતિમાં तद् શબ્દનો પ્રયોગ કરેલો હોવાથી પરોક્ષતા માનેલી જણાય છે. શ્રીગોકુલેશની પરોક્ષતા માનીને **હું તેમની શરણે પ્રાપ્ત થાઉં છું**, એવું અનુસંધાન કરવા કરતાં **શ્રીકૃષ્ણ સર્વ પ્રકારે મારા રક્ષક છે**, એવા

પ્રકારના અનુસંધાનમાં સ્વારસ્ય વિશેષ છે. તેથી श्रीकृष्णः शरणं मम એ મન્ત્રમાં વિભક્તિનું વિપરિણામ કરી શ્રુતિમાં કહેલા अहं પદને બદલે मम પદ મુકવામાં આવ્યું છે.

**શિષ્ય :-** ગુરુદેવ! હજું મનમાં એક પ્રશ્ન થાય છે કે શ્વેતાશ્વતર શ્રુતિમાં शरणमहं प्रपद्ये એમ લખેલું છે અને ગોપાલપૂર્વતાપિની ઉપનિષદ્‌માં शरणमनुव्रजेत् એમ લખેલું છે. એટલેકે બન્ને શ્રુતિમાં શરણે જનાર પ્રથમા વિભક્તિના એક વચનમાં છે અને જેની શરણે જવાનું છે તે દ્વિતીયા વિભક્તિના એક-વચનમાં છે, તેને બદલીને શરણે જનારનું ષષ્ઠી વિભક્તિનું એક વચન અને જેની શરણે જાય છે તેને પ્રથમા વિભક્તિનું એક વચન श्रीकृष्णः शरणं मम એ મન્ત્રમાં કરવામાં આવેલું છે, એટલે એ મન્ત્રને શ્રુતિસિદ્ધ શી રીતે કહી શકાય?

**ગુરુદેવ :-** વાત તારી સાચી. પણ સમજ. વિભક્તિનો વિપરિણામ કરવાથી મન્ત્રનું વૈદિકત્વ મટીને અવૈદિકત્વ પ્રાપ્ત થતું નથી, કેમકે પૂર્વમીમાંસાકાર જૈમિની ઋષિએ પણ પૂર્વમીમાંસાના ૯માં અધ્યાયના પ્રથમ પાદમાં વિકૃતિમાં ઊહ (પ્રસ્તુત કાર્યની સિદ્ધિ માટે પદ અથવા પદના એક ભાગનો ઉમેરો કરવો તેનું નામ ઊહ છે) કરવાનું અધિકરણ છે તેમાં अग्नये जुष्टं निर्वपामि એમ શ્રુતિમાં લખ્યુ છે કે તેને બદલે सूर्याय जुष्टं निर्वपामि એવો ઊહ કરે તો પણ તેમાં દોષ નથી અને તે વૈદિક જ ગણાય એમ સિદ્ધ કરેલું છે. અર્થાત્ શ્રુતિમાં અગ્નિને માટે જુષ્ટનો નિર્વાપ કહ્યો એટલે જુષ્ટે કરીને નિર્વાપ કરવાનું કહ્યું છે તે ઉપલક્ષણના પ્રકારથી કહ્યું છે; માટે સૂર્યાદિકને વાસ્તે પણ નિર્વાપે કરીને જુષ્ટ કરવાનું શ્રુતિજ સૂચન કરે છે તેથી શ્રૌત છે. જેમ ઊહમાં અગ્નિને બદલે સૂર્ય લેવામાં પણ શ્રૌતપણું જતું નથી, એમ અહિં શરણમમાં વિભક્તિનો વિપરિણામ કરવાથી શ્રૌતત્વ મટી જતું નથી. તેવીજ રીતે પૂર્વમીમાંસાના ૯માં અધ્યાયના ૪૧માં સૂત્ર કહેલ છે કે विकारस्तत्प्रधाने स्यात् તેના પ્રધાન પદમાં વિકાર થાય છે, એ સૂત્રના વ્યાખ્યાનમાં अयं यजमान आयुराशास्ते આ યજમાન આયૂષને ઈચ્છે છે, આ ફલને પ્રકાશ કરનાર મન્ત્રમાં सत्रिणामेते यजमाना आशास्ते સત્રિયોના મધ્યમાં આ યજમાનો આશા રાખે છે, આમાં यजमान શબ્દને પ્રથમા વિભક્તિના બહુવચનમાં મૂકેલો છે, અને ક્રિયાપદને પણ બહુવચનમાં મુકવામાં આવ્યું છે. મતલબ કે પૂર્વ શ્રુતિમાં यजमान અને आशास्ते એ જે એક વચનના પ્રયોગો લખવામાં આવ્યાં છે તેનો વિપરિણામ કરી પ્રધાન પદ-કર્તા પદની ક્રિયાનું બહુવચન કરી દેખાડાવ્યું છે. એટલે ઉપર પ્રમાણે વિભક્તિ વિપરિણામ કરવાનો અભિપ્રાય સૂચિત કર્યો છે. ત્યાં શ્રુતિમાં જે વિભક્તિ હોય તેને બદલે

મન્ત્રમાં બીજી વિભક્તિનો ઊહ કરવો એમ સ્વીકારેલ છે. તે ઊહ વિપરિણામજ કહેવાય છે. વિપરિણામ શબ્દનો અર્થ નીચે પ્રમાણે સુપ્રસિદ્ધ છે.

प्रतीयमानेऽर्थे तात्पर्यनिर्वाहाय पदैकदेशान्यथाकल्पनं विपरिणामः

પ્રતીયમાન અર્થમાં તાત્પર્યની સિદ્ધિ માટે પદના એક ભાગનું અન્યથાકલ્પન કરવું તેનું નામ વિપરિણામ.

આ વિપરિણામના લક્ષણાનુસાર अयं यजमानः એ મન્ત્રને બદલે एते यजमानाः એ પ્રમાણે વિપરિણામ કરવાનો અભિપ્રાય જૈમિની ઋષિએ સૂચવેલો છે. માટે ઉપર કહેલી ગોપાલતાપિનીય તથા શ્વેતાશ્વતરીય બન્ને શ્રુતિમાં કહેલ શબ્દની વિભક્તિનો વિપરિણામ श्रीकृष्णः शरणं मम એ શરણમન્ત્રમાં કરેલો છે તે યુક્ત જ છે. તેથી વિપરિણામ કરવાથી તે મન્ત્રનું શ્રૌતપણું તદવસ્થજ રહે છે એ પણ શાસ્ત્ર-સિદ્ધ થયું.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

ગયાં વખતે આપણે જોયું કે શ્રીગુરુદ્વારરૂપ શ્રીગુરુદેવ દ્વારા શ્રીઠાકોરજીને પુષ્ટ કરવા માટે શાસ્ત્રમાં બે પ્રકાર બતાવવામાં આવેલ છે, સ્વાર્થ પ્રતિષ્ઠા અને પરાર્થ પ્રતિષ્ઠા. આ બન્ને પ્રકારને આપણે ક્રમવાર સમજવાનો પ્રયત્ન કર્યો છે. હવે આગળ જોઇએ.

ભગવદ્ભજન કદાચ કોઇ હવેલી (મોટું ઘર, નહીં કે આજની સુજ-બુજ પ્રમાણે કહેવાતા દેવાલયો)માં કરવામાં આવે અથવા તો મુમ્બઇ જેવા મહાનગરોમાં કોઇ ચાલના ૧૦-૧૨ ફીટના નાની ઓરડીમાં, આત્મોન્નતિનો વિકાસક્રમ અવરુદ્ધ નથી થતાં. એમ પણ આજકાલ મુમ્બઇ જેવા શહેરોમાં ફ્લેટોમાં હવેલી ચાલી રહી છે...? જો આત્મોન્નતિમાં ક્યાંય પણ કોઇપણ કમોવેશી હોય તો કદાચ આપણે બધાંજ આવા મહાનગરો છોડીને, એવા ગામડાઓ કે શહેરો પ્રતિ પ્રયાણ કરી ચૂક્યાં હોત જ્યાં હવેલીયોં (મોટા ઘર)માં રહેવાની સંભાવના હોય..*ભૈયાજી ! શ્રીગોકુલ કબ ચલોંગે !!*, એટલા માટે વાત

સમજો, હવેલી (નિજ મોટું ઘર)માં થનારી સેવાને ગૃહસેવાજ માનવી જોઇએ. **હાં, પણ એક શર્ત એ છે કે ગોસ્વામી આચાર્ય બાલક અથવા કોઈપણ સામાન્ય પુષ્ટિમાર્ગીય સેવક-વૈષ્ણવ પોતાના સ્વયંના તન-મન-ધનથી પોતાની સાધનાનો ભગવત્પ્રાપ્તિના માર્ગપર દ્દઢ કરવા લાગે.**

એક વિધાન એવું આવે છે કે *વિવિધ પ્રકારની સેવા (કેવલ તનુજા સેવા), વૈષ્ણવ પોતાની અંગત આવળતને તે સેવામાં શીખી શકે, અને તેને શીખીને સાચી રીતે પોતાના ઘરમાં કરી શકે. અને વિત્તજા સેવા દ્વારા, વૈષ્ણવ હવેલી (સાર્વજનિક દેવાલય) પ્રત્યે શુભેચ્છાહ પ્રગટ કરે છે, તે એક વૈષ્ણવ માટે મહત્વનું કર્તવ્ય માટે, કારણકે હવેલી (સાર્વજનિક દેવાલય) તે આપના શ્રીવલ્લભકુલ તથા શ્રીઠાકોરજીનું નિવાસ સ્થાન છે. અને આપણું કર્તવ્ય બને છે કે આપણે આવા અલૌકિક સ્થાનને સુયોગ્ય સાધન-સમ્પન્નથી સજ્જ કરીએ.* આવું અમુક સજ્જનોનો મત છે. તો આ સંદર્ભમાં આપણે સિદ્ધાંત મુક્તાવલી ગ્રંથ પર શ્રીગુસાઁઈજીની સ્વકૃત વિવૃત્તિને સ્વર્ણાક્ષર અહીં મનનીય છે, જે સંભવતઃ આવા મતવાળા ઓની ભ્રાન્ત ધારણાઓનો દૂર કરવા માટે સહાયક થશે. આપશ્રી (શ્રીગુસાઁઈજી) આજ્ઞા કરે છે કેઃ
एतदेव सेवास्वरूपमित्याहुः चते इति ।।

**चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ।।**

**ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ।।**

उक्तसेवासाधने इतरे उत्याहुस्तदिति । वित्तं दत्वा अन्येन पुरुषेण कृत्वा कारितैका ।। एतादृशेन पुंसेन कृता चाऽपरा ।। **एतादृश्यौ ते तत्साधिके नेत्यभिप्रायज्ञापकं समस्तं पदम्** । एतेन भगवदर्थं निरुपधिस्वसर्वस्वनिवेदनपूर्वकं तत्रैव स्वदेहविनियोगे प्रेम्णि जाते सा भवतीति भावः (सिद्धांत मुक्तावली ग्रंथपर श्रीगुसाँइजी कृत विवृत्ति श्लोक २)

અર્થ :- શ્રીકૃષ્ણસેવાનું આજ સ્વરૂપ છે કે चेतस्...દ્વારા શ્રીમહાપ્રભુજી આપણને સમજાવવા માંગે છે કે ચિત્તનું શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)માં પ્રવણ-તન્મય થઇ જવું જ સેવા છે. તનુ-વિત્તજા સેવા કરવાથી ચિત્તની શ્રીકૃષ્ણમાં પ્રવણતારૂપ શ્રીકૃષ્ણસેવા સિદ્ધ થાય છે. ચિત્તને શ્રીકૃષ્ણપ્રવણ બનવા માટે સાધન ઘણાં એવું પણ તારણ કરે છે કે તાનુજા અને વિત્તજા અલગ અલગ નિરૂપણ કરે છે. **तदि**ति – દ્વારા એક પ્રકારે સેવાનો આવો પણ એક પ્રકાર હોઇ શકે છે કે **वित्त** અન્ય પુરુષને આપીને સેવા કરાવી લેવી જોઇએ અને બીજો પ્રકાર એવો છે કે કોઇ અન્ય પાસેથી કૃષ્ણસેવા કોઇ અન્ય પુરુષનું દ્રવ્ય લઇને સેવા કરવામાં આવે. ***આવી બન્ને પ્રકારની સેવા (તાનુજા અને વિત્તજા) કરવાથી કોઈને પણ***

***શ્રીકૃષ્ણપ્રવણતા થઈ શકાતી નથી. તેથી જ્યારે શ્રીકૃષ્ણપ્રવણતા જીવને કરવી છે તો તનુવિત્તજા સેવા જીવે સમસ્ત પદ સમજી કરવી જોઈએ. તેથી શ્રીમહાપ્રભુજી આજ અભિપ્રાય પ્રગટ કરવા માટે તનુવિત્તજા રૂપ સમસ્ત પદનો પ્રયોગ કર્યો છે.*** આથી એ સિદ્ધ થાય છે કે કોઈપણ પ્રકારના લૌકિક ભાવોંને અધીન થયા વગર પોતાનું સર્વસ્વનું નિવેદન ભગવાનને કરવાથી પોતાના દેહથી ભગવદર્થ વિનિયોગ કરવા પર જ્યારે પ્રેમ પ્રગટ થાય છે, ત્યારે ક્યારે જઈને શ્રીકૃષ્ણને પ્રવણ થઈ શકે છે.

શ્રીહરિરાયચરણ પણ આપણને આજ આજ્ઞા કરે છે કે गूढ़लीलापरो भक्तगूढ़भावरसात्मकः । सेवनीयः सावधानैः विपरीतगतिक्रियः ।। श्रीमदाचार्यकृपया तिष्ठति स्वगृहे हरिः । एवंविधः सदा हस्ते योगिनः पारदो यथा ।। (શિક્ષાપત્ર ૨/૧૮, ૧૯) ગૂઢલીલા પરાયણ ભક્તના ગૂઢભાવાનુસારી વિપરીત-ગતિ-ક્રિયા-વાળી લીલા કરવાવાળી શ્રીહરિની સેવા સાવધાન થઇ કરવી જોઈએ. શ્રીમહાપ્રભુજીની કૃપાથી પ્રભુ આપણા ઘરે બિરાજે છે, જેવી રીતે યોગીના હાથમાં પારાની ગુટિકા. અને છતાં પણ - यथा

***गृहे स्थित्वा सेवनार्थ स्वधर्मेणैव सर्वथा । कृष्णं भजेद्यतोऽधर्मकरणाद्धीनयोनिता ।।***

***कृष्णमूर्तौ यथअलब्धैः द्रव्यैः सम्पूजयेद्धरिम् । पूर्वं स्थानं मन्दिरादि तथा सिंहासनादि च ।।***

(શ્રીહરિરાયચરણકૃત સ્વ.શ.સ.સે.નિરૂપણમ્ ૪૫-૪૬), એટલે કે ઘરમાં રહીને સેવા જો કરવી છે, તે સર્વદા સ્વધર્માનુસારજ શ્રીકૃષ્ણભજનના રૂપમાં કરવી જોઈએ, કારણકે અધર્મ કરવાપર હીનયોની જન્મ મલી શકે છે. યથા ઉપલબ્ધ દ્રવ્યોંથી શ્રીહરિનું પૂજન, એમની મૂર્તીના રૂપમાં કરવી જોઈએ. શ્રીહરિ-પૂજનથી પહેલાજ શ્રીહરિને બિરાજવા માટે સ્થાન મન્દિર (ઘરમાં મન્દિર, નહિં કે મન્દિરમાં ઘર!) વગેરે અને સિંહાસન વગેરેથી અલંકાર યુક્ત પૂજન કરવું જોઈએ. શ્રીપુરુષોત્તમજી અણુભાષ્યના પ્રકાશમાં આજ્ઞા કરે છે કે ***आचार्यकुलादिति श्रुत्युक्तरीत्या गृह एव स्थित्वा भगवद्भजनं कर्तव्यं स्वधर्मरहस्यञ्च गोपनीयमिति सिद्धम्*** (अणुभाष्य प्रकाश. ३.४.५०), એટલે કે आचार्यकुलात् આ શ્રુતિમાં કહેલ રીત પ્રમાણે ઘરમાં રહીને ભગવદ્ભજન કરવું જોઈએ અને પોતાના ધર્મનું રહસ્ય ગુપ્ત રાખવું જોઈએ. અહીં શ્રીપુરુષોત્તમચરણે ***गोपनीयम्*** પદનો પ્રયોગ કર્યો છે, જેના ઉપર વિશેષ ભાર આપવામાં આવ્યું છે. એટલે સેવા ગોપનીય છે, ગુપ્ત પણે કરવી જોઈએ, પોતાનું સ્વધર્મ સમજીને અને પોતાના તન-પોતાના જ ધન દ્વારા.

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# ॥ મંગલાચરણ ॥

..ગતાંકથી આગળ

**શ્રીગુરુના લક્ષણ :-**

**कृष्णसेवापरं [१] वीक्ष्य दम्भादिरहितं [२] नरम् [३] ।।**

**श्रीभागवत-तत्त्वज्ञं [४] भजेत् जिज्ञासुरादरात् ।। २२७ ।।**

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભક્તિમાર્ગીય ગુરુ કેવા હોવા જોઈએ ? જે શ્રીગોકુલેશ(શ્રીકૃષ્ણ)ની સેવામાં[૧] તત્પર હોય, લૌકિક વિષયો, શિષ્યસંગ્રહ વગેરે દુર્ગુણોથી વશ અનેક દંભ વગેરેથી[૨] રહિત હોય, શ્રીભાગવતને[૪] અનુસારી મુખ્ય તત્ત્વ શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણભક્તિને સારી રીતે જાણતા હોય, એવા નર-પુરુષને[૩] જિજ્ઞાસુ શિષ્યે ગુરુત્વેન આદર દેવું જોઈએ.

**સેવક-વૈષ્ણવનું લક્ષણ** :- સેવકોમાં જિજ્ઞાસા જોઈએ, ગુરુ પ્રત્યેનો આદર ભાવ જોઈએ.

શ્રીગુરુએ પણ જીવની કસોટી કરીને એ જીવને શરણે લેવા જોઈએ અને તેમને યોગ્ય માર્ગદર્શન કરી ઉપદેશ આપી એમના જીવનને ભગવદ્ ગામી બનાવવું જોઈએ. આ પ્રમાણે શ્રીગુરુ પ્રયત્નશીલ હોય, શ્રીગુરુ ઉપદેશ અનુસાર જીવન જીવવા સેવક પ્રયત્નશીલ હોય, ત્યારે શ્રીગુરુ-સેવક સંબંધની સાર્થકતા સંભવે છે.

**નમામિ હૃદયે શેષે લીલા-ક્ષીરાબ્ધિ-શાયિનમ્ ।।**
**લક્ષ્મી-સહસ્ત્ર-લીલાભિઃ સેવ્યમાનં કલાનિધિમ્ ।। ૪ ।।**

**મંગલાચરણના આ ચોથા શ્લોકના શબ્દનો અર્થ ફરીથી સમજી લઈએ.**

**હૃદયે[૧] શેષે[૨]** : (મારા) હૃદયરૂપી[૧] શેષ[૨] પર બિરાજમાન

**લીલાક્ષીર્[૧] અબ્ધિ[૨] શાયિનમ્[૩]** : લીલારૂપી[૧] સેવા ક્ષીરસાગરમાં[૨] શયન[૩]

**લક્ષ્મી સહસ્રલીલાભિ[૧]** : અનન્ત લક્ષ્મીઓ અનેક લીલાઓ[૧] વડે

**સેવ્યમાનમ્** : જેની સેવા કરી રહી છે તે.

**કલાનિધિમ્** : સમ્પૂર્ણ કલાઓના ભંડાર કરનારા (એવા પ્રભુને)

**નમામિ** : (હું) નમન (નમસ્કાર) કરું છું.

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે, મારું હૃદય શેષનાગજીની શૈયા જેવું છે. એ હૃદય લીલારૂપી ક્ષીરસાગરમાં આવેલું છે. એના ઉપર કલાના નિધિ એવા શ્રીઠાકોરજી બિરાજમાન છે, હજારો લક્ષ્મીરૂપા ગોપીજનો વિવિધ લીલાઓ વડે એ શ્રીઠાકોરજીની સેવા કરી રહ્યા છે. એવા શ્રીઠાકોરજીને હું નમન કરું છું.

આ શ્લોક શ્રીમહાપ્રભુજીએ શ્રીભાગવત્ના દશમસ્કંધના શ્રીસુબોધિનીજીની શરૂઆતમાં મંગલાચરણરૂપ લખેલો છે.

શ્રીગુસાંઈજીએ શ્રીસુબોધિનીજીનું રહસ્ય સમજવા માટે શ્રીટિપ્પણીજી નામની ટીકા લખી છે, તેમાં તેમને આ શ્લોકનું રહસ્ય બહું જ સુંદર રીતે સમજાવ્યું છે. શ્રીમહાપ્રભુજીએ અહિંયા સુંદર સરખામણી કરી છે. અલંકાર શાસ્ત્રોના શબ્દના કહીયે તો રૂપક અલંકાર છે.

## દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

શ્રીમહાપ્રભુજીના સેવકોએ આ પ્રમાણે અર્થની ગંભીરતાને સમજીને પોતાના કપાળમાં દંડાકાર તિલક કરવું.

આ ઊભા તિલકના પ્રકરણમાં બન્નેની આકાંક્ષા તે પ્રકરણ, એ લક્ષણથી અંગ અને અંગીને પરસ્પર આકાંક્ષા હોય છે, તેમાં અંગનો પ્રયોગ અંગીને ઉદ્દેશીને જ હોય છે, જેના પ્રયોજનથી જેનું વિધાન તે તેનું અંગ કહેવાય, એ વચન વડે તે તે આકારોનું ઊભા તિલકને વાસ્તે વિધાન હોવાથી અંગપણું છે; આ કહેવાનો અર્થ અંગી છે, એ કારણથી જેમના મતમાં દંડાકાર અથવા ચરણાકાર કે બીજો કોઇ તેવો પ્રામાણિક આકાર હોય તે તે આકારનો પરમાર્થ તો ઊર્ધ્વ હોવાથી ઊર્ધ્વપુંડ્ર જ છે. અંગીનાં આ

આ અંગો ભેદક ન ગણાય, અંગ હોવાથી, એજ કારણથી શ્રીહરિરાયચરણ દંડાકારં લલાટે સ્યાત્ એ શ્રેષ્ઠ પ્રમાણ હોવા છતાં શ્રીગોકુલનાથજીનાં ૧૦૮ નામ નિરૂપણમાં ઊર્ધ્વપુંડ્ર ધારકાય નમઃ! ઊભું તિલક કરનારને નમસ્કાર. એમજ વચનામૃત કરે છે, બીજા પણ સાંપ્રદાયિક આચાર્ય મહાનુભાવો તિલક ધારણને પ્રતિપાદન કરનારી પોતાની કૃતિની ઊભા તિલકમાં જ સમાપ્ત થતી હોવાથી ઊભા તિલકના નામ વડે જ પોતાના નિબંધમાં નામ નિરૂપણ કરે છે, વળી મુખ્યને લઇને વ્યવહાર થાય છે. એ ન્યાયને અવલમ્બીને પ્રથમ ઊભા તિલકપણા વડે આરંભ કરીને બીજાઓના મત થકી પોતાના મતની વિલક્ષણતા સાબીત કરીને પોતાના મતની જ નિર્દોષતા સ્થાપિત કરીને બીજાઓના મતને શાસ્ત્રની યુક્તિ વડે દૂષિત કરીને આરંભ અને સમાપ્તિની એક વાક્યતાને સિદ્ધ કરે છે, જો તેમાં અંગાંગી ભાવ સંબંધ ન સ્વીકારાય તો વાક્ય ભેદનો દોષ દૂર કરી શકાય નહીં જે વડે કૃતિની પણ નિરર્થકતા થાય; પદ્મપુરાણમાં પણ **હે શુભદર્શને-સુન્દર દેખાવ વાળા ? હુ તમને ઊભા તિલકનું માહાત્મ્ય કહીશ કે જેને ધારણ કરવાથી દ્વિજોત્તમ બ્રાહ્મણાદિ સંસારના બન્ધનથી મુક્ત થાય**, આ શ્લોકાર્થ વડે આરંભ કરીને **સુદર્શનાદિમુદ્રાવડે તુલસીની માળા કે કમળાક્ષની માળાને ધારણ કરનારા વિશુદ્ધ વૈષ્ણવો લોકોને પાપરાશિના સમુદાયથી બચાવે છે**, એ શ્લોક વડે સમાપ્ત કરીને આ અધ્યાયનું નામ ઊર્ધ્વપુંડ્ર વિધાન એમ કરેલું દેખાય છે, તેમાંજ **હે દેવી! અથવા તો દંડાકાર ઊભુ તિલક ધારણ કરે**, એ પ્રમાણે અંગ અને અંગીને કહેનાર શબ્દોને સાથેજ કહેલા છે. આ પ્રમાણે ચરણાકારને પણ અંગ માનતાં બાધ નથી, અને એજ પ્રમાણે બીજા પ્રમાણથી પ્રાપ્ત થતા બીજા આકારોને પણ - જો તે ઊભા તિલકના હોય તો અંગ માની શકાય. અનેક અંગ હોવા છતાં પણ અંગીને હાનિ નથી એમ બીજે ઠેકાણે વિસ્તારથી કહ્યું છે. દંડાકાર ઊભું તિલક ધારણ કરે, આ વાક્યનો બે દંડ આકારપણા વડે કરેલી કૃતિ દ્વારા ઊભા તિલકનું ધારણ એમ અર્થ સમજવો, એમ પ્રકરણથી થતો વાક્યાર્થ છે. સંસારના બન્ધનથી મુક્તિ તે આ તિલક ધારણ કરવામાં ફળરૂપ છે, અને મુક્તિરૂપ ફળ તે તો સમ્પ્રદાયને અનુસરીને જેમ મનાતું હોય તેમ માનવું.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીયસાધનરહસ્યમ્ ।।

श्रीमदाचार्यमार्गोऽयं निःसाधनफलात्मकः ।।

तत्र तद्भावमं भावसाधनं तत्कृपावताम् ।। १ ।।

શ્રીમદાચાર્યવર્ય શ્રીમહાપ્રભુજીનો માર્ગ કોઈપણ પ્રકારના સાધન વિનાના જે જીવો તેમને માટે જ ફલરૂપ છે. શ્રીમહાપ્રભુજીની જેના ઉપર કૃપા છે તેવા જીવોને આ માર્ગમાં શ્રીમહાપ્રભુજીનું ચિન્તન એજ ભાવના સાધનરૂપ છે. ૧

स भावः सङ्गराहित्यान्न भविष्यति सर्वथा ।।

सङ्गस्य साधनम् सर्वज्ञरागाभावो गृहादिषु ।। २ ।।

એ ભાવ સત્સંગ વિના કદાપિ થઈ શકશે નહીં. સત્સંગમાં સાધન ગૃહ-સ્ત્રી-પુત્ર-ધન વગેરેમાં રહેલા સર્વ પ્રકારના રાગનો-આસક્તિનો અભાવ એ છે. ૨

रागाभावस्तु सततं सेवया तत्कृपावताम् ।।

तत्कृपा साधनं, सा तु भवेतत्तोपोषणेन हि ।। ३ ।।

જેના ઉપર શ્રીમહાપ્રભુજીની કૃપા છે તેવા ભગવદીયોની સતત સેવા વડે રાગનો અભાવ થાય છે. એવા ભગવદીયોની કૃપા (આ માર્ગમાં) સાધન છે. ભગવદનુગ્રહમાં સાધનરૂપ એવી એ ભગવદીયોની કૃપા એ ભગવદીયોને તુષ્ટ કરવાથી થાય છે. ૩

तत्तोषणं तु तद्भक्तिभाववर्धनतो भवेत् ।।

भावो हि मार्गसर्वस्वं, कर्तव्यं तस्य रक्षणम् ।। ४ ।।

એમના પ્રત્યે ભક્તિભાવ વધાર્યાથી એમને સંતુષ્ટ કરી શકાય છે. **ભાવ એ ભક્તિમાર્ગનું સર્વસ્વ છે.** એ ભાવનું રક્ષણ કરવું. ૪

सेवाऽपि सततं चित्ते भावनात्मा तदा भवेत् ।। ४.५ ।।

ભાવરૂપ સેવા પણ ચિત્તમાં ત્યારેજ થઈ શકે છે. ૪.૫

**निवेदनं तु स्मर्तव्य**मिति यत्साधनं परम् ।। ५ ।।

**तादृशौ**रिति वाक्येन सङ्गस्तत्राप्यपेक्षितः ।।

स एव साधनं सङ्गो मोक्षोऽस्मिन्मार्ग एव च ।। ६ ।।

**ममोत्तमे**ति वारव्येन, तदभावे वृथाखिलम् ।। ६.५ ।।

**હંમેશા આત્મનિવેદનનું સ્મરણ કર્યા કરવું**, એ નવરત્ન ગ્રન્થમાં જે પરમ સાદન કહ્યું છે ત્યાં **એ તાદશી ભગવદીયોની સાથે રહી કરવું**, એમ કહ્યું છે; એ વાક્યથી આ ભક્તિમાર્ગમાં સત્સંગની પણ જરૂર છે. આપણા આ માર્ગમાં શ્રીવૃત્રાસુર ચતુઃશ્લોકીમાંના **ઉત્તમશ્લોક પ્રભુના જનોમાં સખ્ય-મિત્રતા થાઓ**એ વાક્ય પ્રમાણે એ સત્સંગ સાધનરૂપ પણ છે અને મોક્ષરૂપ પણ છે. એ ભગવદીયનો સંગ ન થયો તો બધું જ ફોગટ છે. ૬.૫

तस्मात्सर्वं परित्यज्य सत्सङ्गेन् सदा हरिम् ।। ७ ।।

सेवयेदान्तरेमापि बाह्येन मनसा पुन ।।

स्वतःफलं हि सत्सङ्ग विघधीत हि ।। ८ ।।

તેથી સર્વનો ત્યાગ કરી સત્સંગપૂર્વક સદૈવ અંદરના અને બહારના એમ બન્ને પ્રકારના ચિત્તથી પ્રભુની સેવા કરવી. સત્સંગ પોતે જ ફલરૂપ છે એમ સમજી તે સત્સંગ કરવો. ૮

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





## સેવક-વૈષ્ણવો વિશેષ માર્ગદર્શન પોતાના શ્રીગુરુદ્વાર પ્રત્યે સામાન્ય વ્યવહાર

શ્રીગુરુદેવ પધારે ત્યારે સર્વે ઊભા થઇ આદર રાખવો :-

જ્યારે પણ આપણે પોતાના શ્રીગુરુદ્વાર જઈએ, અથવા જ્યારે પણ આપણા શ્રીગુરુદેવ આપણે ઘરે પધરામણી કરે ત્યારે આપણે સર્વેએ ઊભા થઈને આપશ્રીનું આદર કરવું જોઈએ. પોતાના સ્થાને બેસી રહેવું ન જોઈએ.

**શ્રીગુરુદેવને ક્યારેય ભગવદ્ સ્મરણ ન કરવાં, :-**

શ્રીઠાકોરજીની સન્મુખ આપણે જ્યારે હોઇએ, એટલે કે જ્યારે સેવામાં હોઇએ, ત્યારે શ્રીગુરુદેવ જો પધારે તે સમયે આપશ્રીને શ્રીઠાકોરજી સન્મુખ દંડવત્ ન કરવાં, અને શ્રીઠાકોરજી અને શ્રીગુરુદેવ સન્મુખ ક્યારેય કોઇને જૈ જૈ શ્રીગોકુલેશ ભગવદ્ સ્મરણ ન કરવાં.

**શ્રીગુરુદેવ કે શ્રીઠાકોરજી સન્મુખ અદબવાળીને ઊભા ન રહેવું જોઇએ :-**

અદબવાળીને ઊભા રહેવું તે અહંકારની મુદ્રા છે. બુદ્ધિમાં રહેલ પોતાનું વિશેષપણાની ભાવના છે, તે અહંકારને અભિવ્યક્ત કરે છે. એટલે જ્યારે પણ પોતાના શ્રીગુરુદેવ કે પોતાના શ્રીઠાકોરજીની સન્મુખ હોઇએ ત્યારે અદબવાળીને ઊભા ન રહેવું જોઇએ. અને અદબવાળીને બેસવું પણ ન જોઇએ.

**શ્રીગુરુદેવને ક્યારેય પણ તમે શબ્દનો પ્રયોગ ન કરવો :-**

શ્રીગુરુદેવના પરિવાર જન માટે આપણે ક્યારેય પણ **તમે** શબ્દનો પ્રયોગ ન કરવો. તમેની જગ્યાએ **આપશ્રી** શબ્દનો પ્રયોગ કરવો. કારણ શું ! તમે એ તું નુ બહુવચન છે. આ માટે સંસ્કૃત ભાષામાં બે શબ્દો આવે છે. એક યુષ્મદ્ શબ્દ અને બીજો ભવત્ શબ્દ. ત્વમ્, યુવામ્, યુયમ્ માં ત્વમ્ એટલે તું. અને યુવામ્ એટલે જ્યારે બે વ્યક્તિ હોય ત્યારે યુવામ્ પ્રયોગ થાય છે. ગુજરાતીમાં એક વચન અને બહુ વચન બસ બેજ વચન પ્રયોગમાં છે. એવીજ રીતે અંગ્રેજીમાં પણ એક વચન અને બહુવચન બે વચન પ્રયોગમાં છે. જ્યારે ફક્ત સંસ્કૃતમાં એક વચન, દ્વિવચન, અને બહુવચન, એમ ત્રણ વચનનો પ્રયોગ થાય છે. ત્વમ્ એટલે તુ, યુવામ્ એટલે તમે બે, અને બે થી વધારે જ્યારે કોઇપણ આવે ત્યારે તે જ તુકાર ત્રણમાં બદલાઇને તમે થઇ જાય છે. એટલે તમે કહેવાથી આપણે શ્રીગુરુદેવને માન નથી દઇ રહ્યાં એવો અર્થ સમજવો.

આદરપૂર્ણ ઉચ્ચારણ માટે સંસ્કૃતમાં ભવત્ એમ જુદો જ શબ્દ છે, ભવાન્, ભવન્તૌ, ભવન્તઃ એમ રૂપ ચાલે છે. ભવાન્ એટલે કે **આપ**. આપ શબ્દ છે તે તુ નું બહુવચન નથી. તેથી આપણે આપણા શ્રીગુરુદેવ અને પરિવાર અને શ્રીઠાકોરજી માટે **આપ** શબ્દનો પ્રયોગ કરીએ છીએ, કરવો જોઇએ.

**દંડવત્ સર્વાંગે કરવું જોઇએ :-**

આપણે જ્યારે પણ શ્રીગુરુદેવ કે શ્રીઠાકોરજીને દંડવત્ કરી રહ્યાં હોઇએ, ત્યારે આપણું સર્વાંગ (સર્વ અંગ) દંડવત્ કરવાની ચેષ્ટા કરે, તે જરૂરી છે. કેવળ નામ-માત્ર કરવાથી આપણું નમન સ્વીકૃત

થતું નથી. અને કેવળ મુખથી પણ જે જે દંડવત્ બોલીએ, ત્યારે પણ આપણું અંતર પણ જે જે ને દંડવત્ કરવું જોઈએ.

આપણે ત્યાં નમસ્કાર છે નમસ્કૃતિ છે. તેથી આપણી કૃતિ પણ નમન કરવાની હોવી જોઈએ. આપણે ત્યાં નમસ્મૃતિ છે, તે કેવળ વાણીનો વિષય નહીં, પણ નમઃ કૃતિમાં આવવું જોઈએ. જેમ શ્રીમહાપ્રભુજી શ્રીયમુનાષ્ટક ગ્રંથના પ્રારંભમાં પ્રથમ શબ્દનો પ્રયોગ **નમામિ**થી કરે છે. શ્રીયમુનાજીને હું નમન કરું છું.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

## *।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજા।।*

**અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી**

...ગતાંકથી આગળ

सर्वं ब्रह्मैव तत्राद्ये द्वितीये भगवान् यथा ।

तथा विश्वमिदं सर्वं ब्रह्मकार्यं निजेच्छया ।। ३१ ।।

कार्यरूपेण भेदो हि न भेदः कारणात्मना ।।

भेदसत्त्वेऽप्यभेदोऽत्र तादात्म्यं परिकीर्तितम् ।। ३२ ।।

तृतीये भगवान् भिन्नो जगतः कर्तृतः स्फुटः ।।

इति द्वैतप्रतीतिस्तु श्रुतिबाधान्न गृह्यते ।। ३३ ।।

તે ત્રણે અધિકારીઓમાં ઉત્તમ અધિકારીમાં સર્વ બ્રહ્મ જ છે એવી પ્રતીતિ થાય છે, મધ્યમ અધિકારીમાં જેમ ભગવાન છે તેમ આ સર્વ જગત્ પોતાની ઈચ્છા વડે બ્રહ્મનું કાર્ય છે એવી પ્રતીતિ થાય છે, અને હીન અધિકારીમાં જગતનું કર્તાપણું ભગવાનને હોવાથી ભગવાન ભિન્ન છે, એ હકીકત સ્ફુટ છે એવી પ્રતીતિ થાય છે. તે દ્વૈત પ્રતીતિ તો શ્રુતિનો બાધ આવવાથી ગ્રહણ કરાતી નથી.

शुद्धाद्वैतविदां या हि प्रतीतिः सोत्तमा मता ।।

भेदाभेदप्रतीतिस्तु मध्यमानां प्रकीर्तिता ।। ३४ ।।

શુદ્ધાદ્વૈત જાણનારાઓની જે પ્રતીતિ છે તે ઉત્તમ માનેલી છે, અને ભેદાભેદની પ્રતીતિ તો મધ્યમ અધિકારીઓને કહેલી છે.

अतो हि मध्यमः पक्षः शुद्धाद्वैतानुरोधतः ।।

बोधाय बहुसंदर्भे गोस्वामिपुरुषोत्तमैः ।। ३५ ।।

श्रीमदाचार्यचरणैर्यत्र कुत्रापि दर्शितः ।।

निम्बार्कभास्कराचार्यौ भेदाभेदनिरूपकौ ।। ३६ ।।

तत्राद्यानां वास्तवः स भास्कराणामुपाधितः ।।

तत्राद्ये वास्तवो भेदो माध्वाचार्यवदेव हि ।। ३७ ।।

विभिन्नांशाः सदा जीवा न स्वांशा इति निश्चयः ।।

अभेदश्चित्त्वसाधर्म्यादिवं तेषां मतस्थितिः ।। ३८ ।।

ભેદાભેદની પ્રતીતિ મધ્યમ અધિકારીઓની છે માટે મધ્યમ પક્ષ શુદ્ધાદ્વૈતને અનુસારે બોધને માટે ઘણા ગ્રંથોમાં ગોસ્વામી શ્રીપુરુષોત્તમજી મહારાજે અને શ્રીમહાપ્રભુજીએ કોઇ કોઇ સ્થળમાં દેખાડેલો છે. નિમ્બાર્કાચાર્યજી અને ભાસ્કરાચાર્યજી ભેદાભેદનું નિરૂપણ કરનારા છે. તેમાં નિમ્બાર્કાચાર્યજીમાં મધ્વાચાર્યજીની જેમ જ વાસ્તવ ભેદ છે. મધ્વાચાર્યજીના મતમાં જીવો સદા વિભિન્નાંશ છે, સ્વાંશ નથી એવો નિશ્ચય મત છે. નિમ્બાર્કાચાર્યજીને શ્રીકૃષ્ણ ચૈતન્યના સાધર્મ્યથી અભેદ છે એવી રીતે તેના મતની મર્યાદા છે.

कनिष्ठा सा प्रतीतिस्तु नास्मन्मतमपेक्षते ।।

अभेदो वास्तवस्स्वांशा जीवा इति निजे मते ।। ३९ ।।

भेदः कार्यतया जातः क्रीडार्थं तु हरीच्छया ।।

पश्चाल्लये कारणे हि स्थितिर्दृष्टा यथा मृदि ।। ४० ।।

पूर्वावस्था तु मृद्रूपा घटावस्था ततो भवेत् ।।

घटोऽपि मृत्तिकारूपो लये पश्चाश्च मृत्तिका ।। ४१ ।।

નિમ્બાર્ક મતવાળાને ભેદાભેદની પ્રતીતિ છે. તે કનિષ્ઠ પ્રતીતિ છે. તે પ્રતીતિ આપના મતની અપેક્ષા રાખતી નથી, કેમકે આપણા મતમાં અભેદ વાસ્તવ છે અને જીવો પોતાના અંશરૂપ છે, કેવળ કાર્યપણાથી ક્રીડાને માટે શ્રીહરિની ઈચ્છા વડે ભેદ થયેલા છે. લયમાં ઘડાની જેમ મૃત્તિકામાં સ્થિતિ થાય છે, તેમ જીવની કારણમાં સ્થિતિ જોયેલી છે. એટલે પ્રથમ મૃત્તિકારૂપ અવસ્થા હોય છે, ત્યાર પછી ઘટરૂપ અવસ્થા થાય છે, ત્યારે ઘટ પણ મૃત્તિકારૂપ જ છે અને પછી લયમાં મૃત્તિકા જ રહે છે. તેવી રીતે બ્રહ્મમાંથી કાર્ય થયેલું છે ત્યારે કાર્ય પણ બ્રહ્મરૂપ છે અને પાછો લય થશે ત્યારે બ્રહ્મમાં જ લય થશે.

कार्यकारणयोरैक्यं स्वमते न परे मते ।।

नैम्बार्के नेदृशो मार्ग इति बोद्धव्यमञ्जसा ।। ४२ ।।

કાર્ય અને કારણની એકતા પોતાના (શુદ્ધાદ્વૈત) મતમાં છે, બીજામાં નથી. શ્રીનિમ્બાર્કજીના મતમાં જગત્ અને બ્રહ્મની એકતાને બતાવનારો માર્ગ નથી એમ સ્પષ્ટ રીતે જાણવું.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સત્સંગ સુધા

### સત્સંગથી આપણી ભૂલો સમજાય છે અને આપણે પ્રભુના રસ્તમાં આવી શકીએ છીએ

કોઇ એક શહેરમાં બહુ ચોરી થતી હતી. તેથી ત્યાંના રાજાએ શહેરના દરવાના બંધ કરાવ્યા ને કિલ્લા ઉપર તથા દરવાના ઉપર મજબૂત ચોકી-પહેરા ગોઠવ્યાં. એમ ઘણાં દિવસ સૂધી કર્યું, પણ ચોરી થતી અટકી નહીં; કારણકે ચોર ગામની અંદરનાંજ હતા. બહારગામના ચોર કાંઇએ ગામમાં ચોરી કરવા આવતા નહોતા. અંતે જ્યારે ગામની અંદરના ચોરને પકડવામાં આવ્યો ત્યારે ચોરી થતી બંધ થઇ.

તેવીજ રીતે આપને જે પાપ કરીએ છીએ તે પણ અંદરના વિકારોથીજ. એ પાપ દૂર કરવાને માટે બહારના દરવાજા બંધ કરીએ, એટલે બહુ ઉપવાસ પાળીએ, બહુ સ્નાન કરીએ, બહુ આભડછેટ પાળીએ, બહુ તિલક-ત્રેપાન કરીએ, બહુ માલા-કંઠી બાંધીએ અને બહુ મોટી મોટી વાતો કરીએ પણ

તેથી કાંઇ અંતરના પાપ ટળે નહીં, કારણકે એ તો બહારના દરવાના બંધ કરવા જેવું છે, પણ અંદરના ચોર પકડવા માટે તો સત્સંગની જરૂર છે. આપનામાં જે જે ખરાબ ઇચ્છાઓ છૂપી રીતે રહેલી હોય છે, તેની સત્સંગથી ખબર પડી જાય છે; જેમકે આપનામાં અદેખાઇ હોય, નિંદા કરવાનો સ્વભાવ હોય, લોભની ઇચ્છા હોય, વ્યભિચારની ઇચ્છા હોય, ધનનો, રૂપનો કે જુવાનીનો મદ હોય, ધૂળ જેવી વાતમાં પણ જીવ બાળ્યા કરવાની ટેવ હોય અને બીજી જે કાંઇ એવી ખરાબ ટેવો હોય, તે અંતરના ચોરો છે અને એ ચોરોને સત્સંગથી જ પકડી શકાય છે. બહારના દરવાજા બંધ કરવાથી કાંઇએ ચોરોને પકડી શકાય નહીં. તો બહારના દરવાના બંધ કરવાની જરૂર છે જ નહીં. માટે અંદરના વિકારો-અંદરના દુર્ગુણો છોડવા સારૂ અને પાપથી બચવા સારૂ અને સમર્થ ઈશ્વરને જાણવા સારૂ દઢતાથી હંમેશાં સત્સંગ કરવોં જોઇએ.

...ક્રમશ:

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિશ લક્ષણ

### પંચવિશમો લક્ષણ - બહિર્મુખનો સંગ ન કરવો

અબ ષટવિંશમો લક્ષણ કહેત હે :- જો જેસે વૈષ્ણવકો અવૈષ્ણવકો સંગ મિલનો યોગ્ય નાંહિ હે, તેસોઇ ફલ બહિર્મુખ કે મિલાપ તે હોય ઇન દોઉનકો સમ કરિ જાનનો. ઇનકે મિલાપકે ફલ મધ્યમ હે. તાતે ઇન દોઉનસોં ન મિલિયે. ૨૬

।। ઇતિ શ્રીષટવિશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

હમારે શ્રીગોકુલ નિજ ઠૌર ।।

પાર્વતીવર શ્રીગોકુલપતિ જહાં રસિક સિરમોર ।। ૧ ।।

ઈનકે ચરણકમલતેં છુટત મનકી દોરાદોર ।।

વિઠ્ઠલ રસિક બતાયે શ્રીવલ્લભ કહા કહું અબ ઔર ।। ૨ ।।

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*



।। શ્રીગોકુલેશો જયતિ ।।

વ્રજ પરિક્રમા કરવા આતુર સૌ વાંચે અને વિચારે......

# આધુનિક વ્રજપરિક્રમા કે પિકનિક ?

જ્યાં જળની મુખ્યતા હોય એવા ભગવદ્‌સ્થાનને તીર્થ કહેવાય છે, અને જ્યાં સ્થળની પ્રધાનતા હોય એવા ભગવદ્‌સ્થાનને ક્ષેત્ર કહેવાય છે. જ્યાં જળ અને સ્થાન-ઉભયનું પ્રાધાન્ય હોય તે તીર્થક્ષેત્ર કહેવાય છે. ભગવાન તો **તીર્થપાદ** છે, એટલે કે ભગવાનના ચરણારવિંદમાં સર્વ તીર્થો બિરાજે છે. પૂર્ણબ્રહ્મ પુરુષોત્તમ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ના પ્રાગટ્યની સાથે જ સર્વ તીર્થો વ્રજમાં પધાર્યા છે. આવી અલૌકિક વ્રજભૂમિમાં ગોચરણ આદિ લીલાઓ કરતા ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) ખુલ્લા શ્રીચરણારવિંદે નિત્ય વિહાર કરે છે. આથી આ વ્રજભૂમિનું માહાત્મ્ય સર્વ તીર્થો કરતાં પણ અધિકાધિક છે.

ભગવાન શ્રીગોકુલેશે શ્રીનંદજી વગેરે સાથે શ્રીગિરિરાજજીની પરિક્રમા કરી છે. શ્રીબલદેવજી સ્વરૂપે પણ આપશ્રી સ્વયં તીર્થયાત્રા છે. ભગવદ્ વિરહમાં ઝૂરતી શ્રીવ્રજસ્વામિનીજીઓને સાંત્વન આપવા ભગવાનના સંદેશ લઈને આવેલા ભગવદ્‌સખા ઉદ્ધવજીએ પણ વન-ઉપવન, કુંજ-નિકુંજો, વ્રજના કુસુમિત વૃક્ષો વગેરેનું દર્શન કરતાં તથા વ્રજજનો સાથે ભગવદ્ લીલાગાન કરતાં કરતાં વ્રજભ્રમણ કર્યું હતું. (શ્રીમદ્ ભાગવત : ૧૦-૪-૫૬). વળી શ્રીમદ્‌ભાગવતમાં વિદુરજીની તીર્થયાત્રા પણ સુપ્રસિદ્ધ છે.

સ્કંધ પુરાણના શ્રીમદ્ ભાગવત માહાત્મ્ય અનુસાર ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ના પ્રપૌત્ર વ્રજનાભે પણ શાંડિલ્ય મુનિ પાસેથી વ્રજલીલાનો પ્રકાર સમજીને ઉદ્ધવજીને સાથે લઈને વ્રજચોરાસી કોશની પરિક્રમા કરી હતી તથા કાળક્રમે તિરોહિત થઈ ગયેલા ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ના લીલાસ્થાનો પુન:પ્રગટ કર્યા હતા.

**ગર્ગસંહિતા** અનુસાર કળિયુગના આશરે ૪૫૦૦ વર્ષ વીત્યા બાદ ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) શ્રીગિરિકંદરામાંથી પુન: શ્રીગોવર્ધનનાથજી સ્વરૂપે પોતાને પ્રગટ કરવા દક્ષિણ ઝારખંડમાં શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરતાં, આપશ્રી તત્કાલ વ્રજમાં પધારીને સદ્દુપાંડે વગેરે વ્રજજનોની સહાયથી

શ્રીનાથજીને પ્રગટ કર્યા હતા તથા ત્યારબાદ અલૌકિક વ્રજભૂમિનું દર્શન કરવા તેમજ કાળક્રમે તિરોહિત થયેલા સારસ્વત કલ્પ ના ભગવદ્ લીલાસ્થાનો પુનઃ પ્રગટ કરવા આપે વ્રજયાત્રા કરી હતી. જેનો ઉલ્લેખ **શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વિરચિત શ્રીબેઠકચરિત્ર** (પ્રા : ગો.વા.લલ્લુભાઇ છગનભાઇ દેસાઇ - પ્રથમ આવૃત્તિ સં. ૧૯૯૦) ગ્રંથના **મથુરા ઓર મધુવનકી બેઠકકો ચરિત્ર**માં નીચે મુજબ છે:

*તા પાછેં ઉજાગર ચૌબેકોં પ્રોહિતાઇ લિખિ દઇ તબ વાકી આજ્ઞા લેકેં આપ વ્રજયાત્રા કરિવેકોં પધારે. સોં સંવત ૧૫૪૯ ભાદ્રપદ વદી ૧૨ શરદ ઋતુમેં વિશ્રાંતઘાટયેં સ્નાન કરિકે નેમ લેકે આપ વિશ્રાંતઘાટતેં પધારે. સો મધુવન પધારે.....જા સમય શ્રીમહાપ્રભુજી આપ વ્રજયાત્રા કરિવે પધારે તા સમય ઇતને વૈષ્ણવ આપકે સંગ હતે. તિનકે નામ ૧.વાસુદેવદાસ છકડા, ૨.યાદવેન્દ્રદાસ કુમ્હાર, ૩.ગોવિન્દ દૂબે સાંચોરા બ્રાહ્મણ, ૪.માધવભટ્ટ કાશ્મીરી, ૫.સૂરદાસજી, ૬.પરમાનન્દદાસજી. ઇતને વૈષ્ણવ શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજી કે સંગ વ્રજયાત્રા કરિવે ગયે હતેં......તા પાછે શ્રીમથુરા પધારે. તહાં વિશ્રાંતઘાટપે બિરાજિકે પ્રથમ પરિક્રમા પૂરી કરિ ઉજાગર ચૌબેકોં એકસો રૂપૈયા દીએ.*

**શ્રીબેઠક ચરિત્ર**નાં ઉપરોક્ત પ્રસંગ પરથી સ્પષ્ટ જણાય છે કે, શ્રીમહાપ્રભુજીએ શ્રીઠાકોરજીની પ્રિય વ્રજભૂમિના આ અલૌકિક લીલાસ્થાનોને પુનઃ પ્રગટ દેખાડી પુષ્ટિદૈવીજીવોનો નિત્યલીલાસંબંધ દૃઢ કરવા માટે વ્રજપરિક્રમા કરી હતી. વિશેષમાં સ્પષ્ટ જોઇ શકાય છે, આપની સાથે કેવળ અંતરંગ સેવકો જ અને તે પણ અતિ મર્યાદિત સંખ્યામાં હતા. આપે ઉજાગર ચોબેજીની આજ્ઞા લીધી હતી, પરંતુ વ્રજયાત્રામાં સાથે રાખ્યા નહોતા. વધુમાં બાવન વર્ષ સુધીની આપની અવતારદશામાં આ વ્રજપરિક્રમાનો પ્રતિવર્ષ ક્રમ ચાલ્યો હોવાનો પણ કોઇ ઉલ્લેખ જણાતો નથી.

શ્રીમહાપ્રભુજીની આસુરવ્યામોહલીલા પછી શ્રીગુસાંઇજી પ્રભુચરણે સં.૧૬૦૦માં પ્રથમ વ્રજયાત્રા કર્યાનું કહેવાય છે. સં. ૧૬૨૪ની વ્રજયાત્રાનું વર્ણન કરતી કવિ જગતાનંદની કૃતિ પણ મળી આવે છે. ત્યારબાદ સં.૧૬૨૮માં શ્રીગુસાંઇજી પ્રભુચરણે શ્રીમદ્ ગોકુલમાં દૃઢવાસ કર્યો હતો. તે સમય આપે કરેલ વ્રજયાત્રાનું વર્ણન ૨૫૨ વૈષ્ણવની વાર્તા ૧૯૦ (પીતાંબરદાસ)માં પ્રાપ્ત થાય છે, જેનો કેટલોક અંશ નીચે મુજબ છે :

*સં.૧૬૨૮ ફાગુન વદી ૭ કે શ્રીગોકુલકો વાસ કિયે હતે. તબ તા ઉપરાંત ભાદ્રપાદ વદી ૧૨ કો દિન સેન આર્તિ કરિકે પાછેં શ્રીગોકુલનાથજીકો સંગ લેકેં, સમૈ દેખિકે સંકોચ તેં ચલેં, સો કોઇ જાને નાહીં. સો ઐસે શ્રીગુસાંઇજી આપ પધારે. તબ રાત્રીકોં શ્રીમથુરાજીમેં રહે. તા પાછેં પાસ હી ઉજાગર ચૌબેકોં બુલાએ હતે. સો ધર્મસ્થાપનકોં વાસોં વચન લિયે. સંમતિપૂર્વક પરમ પ્રીતિસોં વિધિપૂર્વક વિશ્રામઘાટ ન્હાયકે પધારે.*

*તબ ચૌબેને કહી, જો-મૈં આપકે સાથ આઉ? તબ શ્રીગુસાંઇજીને ઉનસોં કહે - જો તુમ કાહેકોં શ્રમ કરો? તુમ્હારો વચન લિયો ચાહિયે, ઓર તુમકો નિ:સ્વાર્થ કાહેકોં કરાવેં? તબ ઉનને કહ્યો - જો મહારાજ! પહિલે તો ભૂતેશ્વર કો દરશનકોં પધારિયેં. તબ આપને કહ્યો - જો ભૂતેશ્વર યહાંતે ભલો માનેગેં. સો તયાં નાહીં પધારે. સો ઉહાંઇ તેં ઉનકોં (ઉજાગર ચૌબેનકોં) બિદા કિયે ઓર આપ આગે પધારે......*

વધુમાં શ્રીગુસાંઈજી પ્રભુચરણે કરેલ વ્રજયાત્રામાં પણ આપની સાથે કેવળ ચોવીસ અંતરંગ સેવકો હતા, જેનો નામોલ્લેખ ૨૫૨ વૈષ્ણવોની વાર્તા ૧૯૦માં સ્પષ્ટ જોવા મળે છે. વિશેષમાં આ વ્રજયાત્રા આપે (વ્રજ) ભાદ્રપદ વદી ૧૨થી (વ્રજ) ભાદ્રપદ સુદી ૭ સૂધી અર્થાત્ કુલ ૧૧ દિવસમાં જ પૂર્ણ કર્યાનો ઉલ્લેખ વાર્તાપ્રસંગમાં છે. વળી, શ્રીગુસાંઈજી પ્રભુચરણે કોઈ જાણે નહિં તેમ ગુપ્ત પ્રકારે વ્રજયાત્રા સંપન્ન કરી હતી. તે સમયે ઉજાગર ચોબાજી પાસેથી ધર્મસ્થાપનનું વચન-સંમતિ લઈને પછી તેમને દાન-દક્ષિણા આપીને વિદાય કર્યા હતા, પરંતુ વ્રજયાત્રામાં સાથે રાખ્યા નહોતા.

તત્પશ્ચાત્ શ્રીગુસાંઈજી પ્રભુચરણના સાત ભગવદાત્મજોએ પણ વર્તમાન સમયમાં પ્રચલિત એવી કોઈ વાર્ષિક વ્રજપરિક્રમાનો ક્રમ પ્રસ્થાપિત કર્યાનું જણાતું નથી. ૮૪ અને ૨૫૨ ભગવદીયોના વાર્તા ચરિત્રોનું અવગાહન કરતાં જણાય છે, કે તે સમયે શ્રીગોકુલ અને શ્રીજી દ્વારમાં આવતા ભગવદીયો વ્રજયાત્રા કરતાં પહેલાં શ્રીગુરુઆજ્ઞા અવશ્ય લેતા હતા. શ્રીગુરુ આજ્ઞા પ્રાપ્ત કરીને પછી આ મહાન ભગવદીયો સ્વતંત્રપણે એકલા અથવા તો કોઈ ભગવદીયના સંગમાં જ વ્રજયાત્ર ભાવપ્રીતિપૂર્વક લીલાનુભવ માટે કરતાં હતા. વિશેષમાં તે સમયના ભગવદીયોને વ્રજપરિક્રમા માટે કોઈ ચોક્કસ સંઘ/સમૂહની અપેક્ષા અથવા તો કોઈ નિશ્ચિત માસ, તિથિ, વારની અનિવાર્યતા પણ ક્યારે જણાઈ નહોતી. વાર્તાગ્રંથોનું અવગાહન કરતાં આ વાત દીવા જેવી સ્પષ્ટ તરી આવે છે.

વ્રજપરિક્રમા - વ્રજયાત્રા - તીર્થાટન કરવાનું પ્રયોજન અને તેનો મૂળ આશય **તત્ત્વાર્થદીપ સર્વનિર્ણય નિબંધ કારિકા ૨૪૭**માં શ્રીમહાપ્રભુજી નીચે મુજબ આજ્ઞા કરે છે :

**विक्षेपादथवाशकत्या प्रतिबंधादपि क्वचित् ।**

**अत्याग्रहप्रवेशे वा परपीडादि संभवे ।**

**तीर्थपर्यटनं श्रेष्ठं सर्वेषां वर्णिनां ततः ।।**

અર્થાત્ ભગવદ્સેવામાં સ્વતઃ પ્રવૃત્તિ વગરની ઈન્દ્રિયોને યોજતાં જો વિક્ષેપ કરે અને વ્યગ્રતા ઉત્પન્ન કરે, વૃદ્ધાવસ્થા કે રોગાદિથી ભગવદ્સેવામાં અશક્તિ અનુભવાય, ક્યારેક લોકો પ્રતિબંધ કરે અને પરિણામે સેવામાં અવરોધ સંભવે, પોતાનો સંસારમાં અત્યાગ્રહ થાય અને પોતે અજ્ઞાનમાં પ્રવેશેલો ભગવદ્ સેવા-સ્મરણ કરી ન શકે તથા પારકાથી પોતાને પીડા થતી હોય અથવા તો પોતે પારકાને પીડારૂપ બનતો હોય - આ પાંચ પ્રકારના દોષો જ્યારે ભગવદ્ સેવામાં ઉદ્ભવે ત્યારે સેવાનો ત્યાગ કરવો અને પ્રતિબંધ કરનારા પાપોનો નાશ માટે તીર્થ-પર્યટન કરવું. સર્વવર્ણના લોકો માટે ભગવદ્ ભક્તિના અનુકલ્પરૂપે તીર્થાટન ઉત્તમ છે.

યાત્રાનો અર્થ છે : याति त्रातुमात्मानमिति यात्रा, અર્થાત્ આત્માના ઉદ્ધાર માટે જાય તે યાત્રા, અને જાત્રાનો અર્થ છે : जायत्रेऽन्येषां त्रासार्थमिति जात्रा, અર્થાત્ બીજાને ત્રાસ આપવા જાય તે જાત્રા. ભગવદ્સેવાના અનુકલ્પરૂપે વ્રજપરિક્રમા-તીર્થાટન કરવાની આજ્ઞા શ્રીમહાપ્રભુજી કરે છે. આજના યુગમાં મોટા ભાગના લોકો જાત્રા કરે છે અને ઓછા લોકો યાત્રા કરે છે. આ તીર્થાટન - પરિક્રમા - વ્રજયાત્રા નવરાશના કે ફુરસદના સમયમાં મોજશોખરૂપે / આનન્દપ્રમોદરૂપે મનોરંજન માટે નથી જ, પરંતુ વ્રજની અલૌકિક ભૂમિમાં વ્રજવિહારી શ્રીવ્રજાધિપને શોધવા માટે છે. વ્રજમાં ભગવદ્ ભજનપરાયણ ભગવદીયોનો સત્સંગ કરવા માટે છે. સંસારીજનો સ્વાર્થપૂર્તિ માટે, સમય પસાર કરવા માટે, વૃથા આત્મસંતોષ અર્થે કે પછી પુણ્યપ્રાપ્તિ માટે વ્રજયાત્રા કરતા હોય છે. સત્પુરુષો તીર્થોને પાવન કરવા યાત્રા કરે છે. વિદુરજીએ છત્રીસ વર્ષ સુધી એકલાજ રહીને તીર્થયાત્રા કરી હતી. યાત્રા કેવી રીતે કરવી તે સંબંધમાં આજ્ઞા કરતાં શ્રીસુબોધિનીજીમાં : ૩/૧/૧૮-૧૯માં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે :

*પરબ્રહ્મ શ્રીકૃષ્ણની ક્રીડાભૂમિ-વ્રજ, મથુરા, ગોકુલ, વૃન્દાવન, ગોવર્ધન, વન-ઉપવન, કુંજ-નિકુંજ, શ્રીયમુનાજી વગેરે જલક્રીડાસ્થાનોનું સેવન કરનારને પુણ્યોપલબ્ધિ સાથે ભગવદ્ભક્તિ પણ ઉત્પન્ન થાય છે. અતઃ ભગવદ્પ્રાપ્તિ નો વિરહભાવ હૃદયમાં રાખિ સદા વ્રજવિહારી શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ના અન્વેષણ અર્થે*

*વ્રજપરિક્રમા કરવી જોઇએ. વિશેષમાં આંતર અને બાહ્ય નિયમો લઇને નિર્વાહ કરવો જોઇએ. ભગવાનને સંતુષ્ટ કરનારા ચાર વ્રતો-એકાદશી ઉપવાસ, સર્વભૂતમાત્ર પર દયા, યથાલાભસંતોષ અને સર્વ ઇન્દ્રિયોનો સંયમ આચરવા જોઇએ. સ્વજનાદિ લોકસંગનો ત્યાગ પણ જરૂરી છે. પવિત્ર અને એકાંત સ્થાનમાં ભગવાનના ધ્યાનાદિ (ભગવદ્સેવા-સ્મરણ-કીર્તન વગેરે) અર્થે બેસવું જોઇએ. એક ટંક પ્રસાદી ભોજનથી નિર્વાહ કરવો જોઇએ. (સ્વાદ માણવા ગમે તે અને ગમે ત્યાં ખાવાની વ્રજમાં છૂટ છે, એવી ભ્રામક અને મનઃકલ્પિત માન્યતાથી સર્વથા દૂર રહેવું જોઇએ.) ભૂમિ ઉપર શયન કરવું જોઇએ. (આધુનિક સુવિધાઓ રૂપે પલંગ-ગાદલાં વગેરે વપરાય નહીં) સવાર, બપોર અને સાંજ - એમ ત્રિકાલ સ્નાન કરવું જોઇએ. (શેમ્પૂ-સાબુ-સુગંધી દ્રવ્યોના ઉપયોગથી દૂર રહેવું જોઇએ) પરિક્રમાને યોગ્ય અવધૂતવેશ (સાદગીપૂર્ણ સ્વમાર્ગીય પહેરવેશ) ધારણ કરવો જોઇએ. (શરીરશોભા, બાહ્ય ભપકો, પાશ્ચાત્યવેશ, પૈસાનું પ્રદર્શન દેખાય તેવા વસ્ત્રો પહેરવા જોઇએ નહીં) માન-મોટાઇ, દંભ-આડંબર, તૃષ્ણા-ધૂર્તતા, કામ-ક્રોધ-લોભ-ઈર્ષ્યા વગેરેનો ત્યાગ કરી દીનભાવે અને સૌથી અલિપ્ત રહીને વ્રજયાત્રા કરવી જોઇએ. આ બધું ભગવદ્ પ્રસન્નતા-કૃપાપ્રાપ્તિના કારણરૂપ છે.*

શ્રીમહાપ્રભુજીની ઉપરોક્ત અમૃતવાણી વ્રજપરિક્રમા કેવી રીતે, ક્યારે અને શા માટે કરવી તે સંબંધી આપણા જેવા આધુનિક જીવોને માર્ગદર્શન આપે છે. ઉપરોક્ત વચનાવલિના પાલનથી જીવના રાજસ-તામસ ભાવો નિવૃત્ત થઇ હૃદયમાં સાત્વિક ભાવ ઉદય પામે છે. સત્ત્વશુદ્ધિ થતાં ભગવદ્ ભાવમાં વૃદ્ધિ થાય છે. ખુલ્લાપગે ચાલવાથી દેહદમન અને એકવાર પ્રસાદી ભોજન કરવાથી ઇન્દ્રિયદમન-આમ આધ્યાત્મિક તપશ્ચર્યાનું પણ અનાયાસે પાલન થાય છે. વ્રજયાત્રા ત્યાગ, તાપ અને તપ સહિત પ્રભુવિરહની ઉત્કટ તાપક્લેશની ભાવના સાથે કરવાની છે.

વિશેષમાં તીર્થ (વ્રજ)માં જવું પુણ્યરૂપ છે, યજ્ઞથી પણ વિશેષ છે. (તીર્થ ચિંતામણિ). તીર્થાટન-વ્રજયાત્રાનું તાત્પર્ય શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)માં જ છે - કેવળ શ્રીગોકુલેશ જ છે, પુણ્ય વગેરે નથી. મનપસંદ ટોળામાં કે આધુનિકતમ સુવિધાઓ યુક્ત સંઘ શોધીને નવરાશના સમયમાં ફરવા માટે કે વધારાનું નાણું વેડફવા માટે પણ નથી, પરંતુ કોઇ પ્રકારની લૌકિક કામનાઓથી રહિત, નિઃસ્પૃહ ભાવથી તથા ભગવદ્ સ્વરૂપ, નામ અને લીલાના ગુણગાન સાથે કરવી જોઇએ. ચિત્તમાં સહેજ પણ વ્યગ્રતા કે સંતાપ વિના કરવી જોઇએ. વળી, હૃદયના શુદ્ધ ભાવથી પૂર્ણ શ્રદ્ધાપૂર્વક કરવી જોઇએ, કારણકે

**अश्रद्धानः पापात्मा नास्तिकोऽच्छिन्न संशयः ।**

**हेतुनिष्ठश्च पंचैते न तीर्थफल भागिनिः ।।**

અર્થાત્ અશ્રદ્ધાળુ, પાપાચરણ કરનાર, નાસ્તિક, જેના સંશયોનો નાશ પામ્યા નથી એવો અને અન્ય કાર્યના હેતુવાળો - આ પાંચને તીર્થયાત્રાનું ફળ પ્રાપ્ત થતું નથી.

શાસ્ત્રાર્થ પ્રકરણ નિબંધ ગ્રંથની કારિકા ૪૭ થી ૪૯માં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે :

**तीर्थादावपि या मुक्तिः कदाचित् कस्यचिद् भवेत् ।**

**कृष्णप्रसादयुक्तस्य नान्यस्येति विनिश्चयः ।। ४७**

**सेवकं कृपया कृष्णः कदाचिन्मोचयेत् क्वचित् ।**

**तन्मूलत्वात् स्तुतिस्तस्य क्षेत्रस्य विनिरूय्यते ।। ४८ ।।**

**तस्मात् सर्व परित्यज्य दृढ़विश्वासतो हरिम् ।**

**भजते श्रवणादिभ्यो यद्विद्यातो विमुच्यते ।। ४९ ।।**

અર્થાત્ તીર્થાદિમાં પણ ક્યારેક કોઇની જો મુક્તિ થાય તો તે શ્રીગોકુલેશકૃપાવાળાની જ થાય છે, બીજાની નહીં. એ વિનિશ્ચિત છે. શ્રીગોકુલેશ સ્વકૃપાથી ક્યારેક અને ક્યાંક સેવકને મુક્ત કરે છે. તે કારણથી જ તીર્થક્ષેત્રની સ્તુતિનું (ભગવદ્અંગરૂપે) નિરૂપણ થાય છે. આથી સર્વ કામનાઓ ત્યજી દૃઢ વિશ્વાસથી શ્રવણાદિ સાધનો વડે ભગવાનમાં પ્રેમ થાય એ પ્રકારે ભગવદ્ભજન કરવું જોઇએ.

આમ, વ્રજયાત્રાનું લક્ષ્ય માત્ર પર્યટન, પુણ્યાદિની પ્રાપ્તિ કે કેવળ મનોરંજનનું ન હોવું જોઇએ, પરંતુ ભગવદ્લીલાનું અનુસંધાન, ભગવદ્ ગુણાનુવાદ અને પ્રભુપ્રસન્નતા છે એમ વિચારીને જ કરવી જોઇએ, પરંતુ સાંપ્રત કરાલ કલિકાલમાં સૌની મતિ અને રતિ જ વિપરિત થઇ ગઇ છે. વ્રજયાત્રા/પરિક્રમા/તીર્થાટન કરવાનો મૂળભૂત આશય જ તિરોહિત થઇ ગયો છે. વ્રજપરિક્રમા શા માટે કરવી જોઇએ તે જાણવા, પૂછવા કે વિચારવાની કોઇને ફુરસદ જ નથી. તો પછી શ્રીગુરુ આજ્ઞા લેવાનો વિચાર જ ક્યાંથી આવે ? વર્તમાનકાલમાં મોટાભાગનો સેવક સમાજ વણિકવર્ગનો છે. જે અતિ ચતુર, નફા-નુકશાનનો પ્રથમ હિસાહ કરનાર. **वंचनेन कार्यसिद्धिर्वैश्यता** (શ્રીસુબોધિની: ૧-૩-૧૫), અર્થાત્ છેતરપિંડી કરીને કાર્યસિદ્ધ કરવું એ વાણિયાપણું - એ ઉક્તને અક્ષરશઃ જીવનમાં આચરણીય કરી

દેખાડનાર તેમજ સાથે સાથે પ.ભ.(પરમ ભયરૂપ કે ભ્રમરૂપ ?) કહેવડાવનાર, પુસ્તકોમાં છપાવનાર, પત્રમાં અન્યને લખનાર અને બીજા પાસે આત્મપ્રશંસાર્થે લખાવનાર છે. કહેવાય છે કે પક્ષીઓમાં કાગડો ચતુર અને માણસોમાં વાણિયો ચતુર. આપણા આ વણિક વૈષ્ણવ બાંધવો સારી રીતે જાણે છે કે શ્રીગુરુ આજ્ઞા લેવામાં કયા કયા ભયસ્થાનો છે.

વ્રજપરિક્રમા કરવાનું પૂર્વ આયોજન વર્ષ અગાઉ થઇ ગયું હોય, તૈયાર ભોજન-રહેઠાણના પૈસા એડવાન્સ ડીપોઝીટ રૂપે ભરાઇ ગયા હોય, ૪૦-૪૫ દિવસની પિકનિકમાં મહાલવાના ભાગીદારો પણ નક્કી કરી લીધા હોય, આવવા-જવાની રેલ્વે-ટિકિટોનું એડવાન્સ બુકીંગ થઇ ગયું હોય, અનાથાશ્રમમાં પૂરી દીધેલા આપના પ્રાણપ્રેષ્ઠ એવા જગન્નાથ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ના નામે ભીખ માંગીને થતા ધંધાદારી મનોરથી તરીકે આપણું નામ ચોપાનિયામાં છપાઇ ચૂક્યું હોય - આમ, સુનિયોજિત રૂપે કેવળ લોકપ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા અર્થે વ્રજયાત્રા કરવાના કોડ સેવી પૂર્વ આયોજન થઇ ગયું હોય તો પછી ભલા માણસ, શ્રીગુરુદેવની આજ્ઞા લેવા જતાં કંઇક વિપરીત આજ્ઞા થઇ જાય તો ? તો પછી મોટુ ધર્મસંકટ જ આવી પડે! વ્રજપરિક્રમા કરવી જ છે, તો પછી ગુરુદેવને કંઇ પૂછવું જ નહિં. *જેમકે આ વર્ષે જે પરિક્રમા થવાની છે, તેમાં આ પ્રમાણે ઉલ્લેખ આવે છે. પ્રભુ શ્રીવિટ્ઠલેશ બ્રજયાત્રા સન્ ૨૦૦૯.........ઇસ યાત્રામેં નિકુંજનાયક પ્રભુ શ્રીગોવર્ધનનાથજી (.......) પધારેંગે । શ્રીપ્રભુકે નિત્ય નૂતન મનોરથ, આચાર્યો કે વચનામૃત, વિદ્વાનોકે પ્રવચન, રાસલીલા (નિત્ય), રાસગરબા, કીર્તન સમાજ, સમસ્ત બૈઠકજીમેં ઝારી, ચરન સ્પર્શ, ધોતી-ઉપરણા, તપેલી, વ્રજસ્થલ દર્શન, સાંસ્કૃતિક કાર્યક્રમ આદિ કા અલભ્ય લાભ સમસ્ત વૈષ્ણવજન સપરિવાર ઇષ્ટ મિત્રોં સહિત સમ્મિલિત હોકર સાનન્દ પ્રાપ્ત કરેં । ...........વ્રજયાત્રાકી પૂર્વ તૈયારી - ૧. જરૂરી દવાએ, ફર્સ્ટ એટ બોક્સ, ચાય, કાફી, બામ, મુખ શુદ્ધિ (સુપારી, ઇલાયચી ઇત્યાદી) નાશ્તા ઇત્યાદિ । ૨. દરી, તકિયા, ચાદર, સ્વેટર-શૌલ, બ્લૈંકેટ, ઓઢનેકી ચાદર, ગાદી ઇત્યાદી । ૩. થાલી, કટોરી, ગિલાસ, લોટા, ચમચા, આદી । ૪. સુઈ, ડોરા, સુતલી, પ્લાસ્ટિકકી રસ્સી, કૈંચી ..ઇત્યાદી અનેક સામગ્રી......વ્રજક્ષેત્રકી ૨૨ બૈઠકોંકે હિસાબ સે ધોતી, ઉપરના, ગુંજામાલા, તુલસીમાલા, ગૌમુખી, સૂખા મેવા, ઇત્ર, સ્ટીલકિ ઝારીજી, રેશમિ વસ્ત્ર, કન્તાન, કુલ્હે આદી...*વગેરે વગેરે વગેરે વગેરે અનેક સાજ-સામાન તૈયાર કરીને વ્રજમાં શ્રીવ્રજયાત્રાએ જવું. હાસ્યાસ્પદ લાગે છે ને, કે પછી યોગ્ય લાગે છે? આ કોઇ મન:કલ્પિત લેખ નથી, પણ અમારી પાસે આ યાત્રાની મૂલ પ્રત

હસ્તગત છે. હવે વિચારો! કે શું પરિક્રમા કરશો કે પછી આ બધી સાજ-સામગ્રીની સાર-સંભાર કરશો? જેમ આંતરરાષ્ટ્રિય ખેલ ઔલ્યમ્પિક્સ દર ચાર વર્ષે આવે છે, અને લખાણ આવે કે બૈજિંગ ૨૦૦૮, વગેરે, તેવી રીતે આજની આપણી પરિક્રમા આવી થઇ ગઇ છે. વ્રજપરિક્રમા ૨૦૦૭, વ્રજપરિક્રમા ૨૦૦૮, વ્રજપરિક્રમા ૨૦૦૯........

આવી વ્રજપરિક્રમા તો કરવી જ છે, તો પછી શ્રીગુરુદેવને કંઇ પૂછવું જ નહિં. વિનંતી પણ કરવી નહિં કે આજ્ઞા પણ લેવી નહીં. તેમાય વળી સંપૂર્ણ શ્રીવાલ્લભ-સિદ્ધાંત-નિષ્ઠ આપણા **પૂજ્યપાદ શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશબાવાશ્રી - શ્રીમદ્ ગોકુલ)**ની આજ્ઞા લેવા જતાં પહેલાં તો હજાર વાર વિચાર કરવો પડે! પરંતુ દુર્ભાગ્યે વર્તમાન સમયમાં આપના શ્રીચતુર્થગૃહનો આ વણિકવૈષ્ણવ સમાજ વ્રજપરિક્રમા કરવા જતાં પહેલાં પૂજ્યપાદ શ્રીગુરુદેવની આજ્ઞા લેવાની વાત તો બાજૂ પર રહી, પરંતુ વ્રજપરિક્રમાનું સાચું સ્વરૂપ, તેનો ઉદ્દેશ અને તેમાં સંકળાયેલ પોતાના આધિદૈવિક હિત સંબંધી જાણકારી પ્રાપ્ત કરવા ક્યારે પણ પ્રશ્ન પૂછતો નથી, પરંતુ અધિકાધિક છૂટછાટો આપે તેવા ગુરુઓની શોધમાં ભટકે છે. જે ગોસ્વામી બાળક-વહુજી-બેટીજી શ્રીમહાપ્રભુજીના દિવ્ય સિદ્ધાંતોમાં સૌથી વધુ છૂટછાટો આપે તે જ સૌથી વધુ સારા! આ છે આપણી મનોદશા! પરંતુ હે વૈષ્ણવબાંધવો! સહેજ સ્વમાર્ગીય ગ્રંથો તો દૃષ્ટિપાત કરો! દશદિગંતવિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજ **અણુભાષ્ય-પ્રકાશમાં** આ સંબંધી આજ્ઞા કરે છે કે - **गुर्वभावे तत्पुत्रः तदभावे तत्पत्नी, तदभावे तत्कुलम्** **(ભૂતળ પર સ્વગુરુદેવ, જેમના દ્વારા આપણે દિક્ષીત થયા હોઈએ, તે શ્રીગુરુદેવની વિદ્યમાન અવસ્થામાં જો શ્રીગુરુદેવ પોતાના આત્મજ પાસે ગુરુકલ્પીય (ગુરુસ્થાનીય) કાર્ય સંપાદન કરાવવા ઈચ્છતા હોય તો પણ ચાર બાબતો વિચારણીય બને છે – ૧. શ્રીગુરુ આજ્ઞા, ૨.આત્મપ્રતિનિધિત્વ, ૩.આત્મજ–પુત્રની યોગ્યતા, ૪.શાસ્ત્ર નિર્ણય.**

**ઉપરોકત ચારે બાબતોનો પ્રામાણિક નિર્ણય પણ શ્રીગુરુ મુખે સ્વતઃ સિદ્ધ થઇ જાય છે. તેથી જ શ્રેય સિદ્ધિ માટે અગ્રેસર થતા મનુષ્યને શાસ્ત્ર આદેશ આપે છે કે – સર્વદા, સર્વ કાર્યમાં પ્રથમતઃ શ્રીગુરુ આજ્ઞા પ્રાપ્ત કરવી.)**

અર્થાત્ જો શ્રીગુરુદેવ વિદ્યમાન ન હોય તો શ્રીગુરુપુત્રની આજ્ઞા લેવી. તે પણ વિદ્યમાન ન હોય તો શ્રીગુરુપત્નીની આજ્ઞા લેવી. તે પણ વિદ્યમાન ન હોય તો તેમના કુળના કોઇ ગોસ્વામી બાળકની

આજ્ઞા લેવી, પરંતુ શ્રીવાલ્લભસંપ્રદાયમાં બિરાજતાં ગમે તે શ્રીવલ્લભવંશજ ગોસ્વામી બાલક, વહુજી કે બેટીજીની આજ્ઞા આપણાથી કદી લેવાય નહિં.

આપણા અલૌકિક મૂળદ્વાર - શ્રીચતુર્થગૃહમાં સંપૂર્ણ શ્રીવાલ્લભસિદ્ધાંતનિષ્ઠ એવા આપણા **શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી – શ્રીમદ્ ગોકુલ)** બિરાજમાન છે. તો પછી શા માટે મનફાવે ત્યાં આપણે ભટકી રહ્યાં છીએ ? એક ગોસ્વામી બાળકની પાસેથી દીક્ષા લેવી અને બીજા ગોસ્વામી બાળક પાસેથી આજ્ઞા તેમજ આપણી મનપસંદ છૂટછાટ મેળવવી-આમ કરવા જતાં પુષ્ટિમાર્ગમાં ઘોર અવ્યવસ્થા ફેલાઇ જશે. ગમે તેની આજ્ઞા લેવા જતાં સ્વમાર્ગીય શિસ્ત કદી જળવાશે નહીં. પછી તો આપણે પુષ્ટિમાર્ગીય તરીકે કહેવડાવવા અને એક શ્રીવલ્લભભીજ સેવક તરીકે જીવવા પણ લાયક રહીશું નહીં. પછી તો એવી પણ લોકો છૂટ લેશે કે કોઇ આધુનિક શ્રીમદ્ ભાગવતની કથા કહેનાર કોઇ કથાકાર કે આધુનિક શ્રીરામ ચરિત માનસ કથા કેહનારની પણ કોઇ કહેવાતા પુષ્ટિમાર્ગીય આજ્ઞા લેશે !!

પરંતુ હે વણિકસેવકબંધુઓ ! આપણા પૂજ્યપાદ શ્રીગુરુદેવે આવી વ્યવસાયિક સ્વરૂપે ચાલતી વ્રજપરિક્રમા (આધુનિક પિકનિક ?)ને કદી પ્રોત્સાહન આપ્યું નથી, આપતા પણ નથી તથા ક્યારે પણ આપશે જ નહીં એ નિશ્ચિત જાણજો. વિશેષમાં આવી ધંધાકીય વ્રજપરિક્રમામાં સામેલ થવાં આતુર સેવકજનોને આપે કદી રોક્યા પણ નથી. વાંચો આપશ્રીના વચનામૃત આ વિષયપર આજ અંકમાં શ્રીગુરુવાણીમાં.

પ્રશ્ન :- ***આપશ્રી લીલી પરિક્રમા ક્યારે કાઢવાના છો ? ન કાઢવા માંગતા હોય તો શા માટે નહીં ? અને અન્ય કાઢે છે તેમાં અમારે ન જવું તેનાં શું કારણો ? આપશ્રી કૃપા કરી અમારું સમાધાન કરશો ?***

શ્રીગુરુદેવ આ વિષયપર ને સિદ્ધાંત છે, તે આપશ્રીએ યથાર્થ સમજણ આપી છે. તે આપણે ઉપર આ અંકમાં વાંચી લેવું.

रामराज्य आयो अबे दुधन करहुं सनान (स्नान)<br>
लोक सबे सुख चैन अरु धरम करम परमान .

વર્તમાન સમયમાં મહિનાઓ અગાઉ વિવિધ યાત્રાસંઘો દ્વારા - પુષ્ટિમાર્ગીય સંસ્થાનો દ્વારા અનેક પ્રકારની લોભામણી તેમજ આધુનિકતમ સુવિધાઓ સભર વ્રજપરિક્રમાની જાહેરાતો પ્રકાશિત થતી હોય છે. આ રહ્યાં તેનાં અદ્ભૂત નમુના

૧. (વૈષ્ણવ પરિવાર, નવેમ્બર ૧૯૯૯ના અંકમાંથી) - સગવડો - એક કોટેજમાં ચાર વૈષ્ણવ. ચાર વ્યક્તિ બેસી શકે તે માટે ચાર ખુરશી સહિતનો અલાયદો ખંડ. ચાર નવા સ્ટીલના પલંગ, નવા ગાદલા, નવા ઓશીકાં, નવી ચાદરો અને નવી રજાઇઓની સુવિધા. સાથે એટેચ્ડ સૌચાલયની સગવડ. જમીન ઉપર કાર્પેટ. દરેકને સવારે દૂધ-ચા-કોફી અને નાસ્તો, બપોરે પ્રસાદ, સાંજે દૂધ-કોફી અને રાત્રે પ્રસાદની વ્યવસ્થા.

૨. (ખડાયતા જ્યોતિ, જુલાઇ ૨૦૦૫ના અંકમાંથી) - જે ભાવિક વૈષ્ણવોને શ્રીઠાકોરજી પધરાવીને આવવુ હોય તો અમારા ત્યાં ભીતરીયા દ્વારા સામગ્રી બનાવીને ભોગ ધરાવવા માટે વ્યવસ્થા. સવારે ન્હાવા માટે ગરમ પાણી, પછી ચા-કોફી અને યાત્રાથી પાછા ફરતાં લીંબુનું શરબત-છાશ. બપોરે ભોજનમાં દાળ-ભાત-શાક-રોટલી-કઠોળ વગેરે. બપોરે ચા-કોફી. સાંજે પુરી-શાક-ચોપડા-કઢી વગેરે. નવી નવી વાનગીઓ પીરસવાની સગવડ થશે. અઠવાડિયામાં એક મિષ્ઠાન્ન પીરસવામાં આવશે.

૩. (વર્ષ ૨૦૦૯ની લીલી પરિક્રમાનીં અસલ પત્રિકાની કોપી જે આ અંકના અંતમાં લીધેલ છે. જાતે વાંચો અને વિચારો કેવી અગળં બગળં ચાલે છે શ્રીમહાપ્રભુજીના નામે. આ પ્રત કોઇ કાલ્પનીક નથી, અમારી પાસે તેની અસલ પણ છે)

સાથે ચોપાનિયામાં લલચાવવા છપાય છે - આધિદૈવિક વ્રજપરિક્રમા પુષ્ટિમાર્ગના ઇતિહાસમાં સો વર્ષ પછી પ્રથમ વાર આવી નવીન આયોજન વગેરે વગેરે. સાથે છપાય છે કે નોવેલ્ટીપૂર્ણ નવા નવા મનોરથોની માયાજાળ.....(જેવા કે મોમેન્ટો મનોરથ, આઇડન્ટીટી કાર્ડ મનોરથ) પણ ભાઇ! મનોરથોનો અર્થ તો કંઇક સમજો. મનોરથો તો સેવાનું એક અંગ છે. ભગવદ્સેવાની માફક સ્વગૃહે જ સ્વતનથી અને સ્વવિત્તથી ગુપ્ત પ્રકારે થાય. સેવાના ભોગે કે પ્રતિષ્ઠા-પ્રસિદ્ધિ માટે તેને આદર કે ઉત્તેજન કદી અપાય નહીં. ભોજનમાં વિવિધતા જળવાય તે માટે ફરસાણ ખવાય. પરંતુ કેવળ રાત-દિવસ એકલા ફરસાણ જ ખાધા કરીએ તો બીમાર પડી જવાય. શ્રીમહાપ્રભુજી બચાવે કલિયુગના આવા કીમિયાગરોથી.

ચોરાસી લાખ યોનિમાં ભટકીને જીવાત્મા જે પરમાનન્દની પ્રાપ્તિ કરી શક્યો નથી, તેને જ્યારે આ મહામૂલો-દુર્લભ એવો મનુષ્યદેહ મળ્યો છે, ત્યારે **સદા વ્રજમેં હી કરત વિહાર** એવા વ્રજવિહારી

શ્રીવ્રજાધિપને ચોરાસી કોસની આ શ્રીવ્રજમંડલને છોડીને બીજે શોધવો પણ ક્યાં? આથી જ શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજી પ્રભુચરણના અંતરંગ ભગવદીયોએ જ્યારે વ્રજયાત્રા કરી હતી ત્યારે ભગવદ્ વિરહનો તાપ અને હૃદયની તીવ્રતમ ઉત્કંઠા સાથે પોતાની રસનાથી શ્રીરાસવિહારીના રસમધુર ચરિત્રોનું રસાસ્વાદન કરતાં અને શ્રીવ્રજવિહારીના વિહારસ્થલોની વ્રજરજમાં સ્નાન કરતાં કરતાં ભગવદ્લીલાની અનુભૂતિ એટલી બધી તો સરળ-સાદી અને પ્રભુશ્રમરહિત હતી કે, વ્રજયાત્રા કે ગૃહસેવામાં સહેજ પણ તારતમ્ય જણાતું નહોતું, પરંતુ મોટાઓનું અનુસરણ થાય, અંધ અનુકરણ નહિં, નહિં તો પેલી ગુજરાતી કહેવત અનુસાર **લાંબા જોડે ટૂંકો જાય ને મરે નહિ તો માંદો થાય.**

દુર્ભાગ્યે સાંપ્રત સમયમાં વ્રજપરિક્રમાની અલૌકિક ભાવના અને તેનો મૂળભૂત હેતુ દિન-પ્રતિદિન વિકૃત એવં વ્યવસાહિક રૂપમાં પરિવર્તિત થતો જાય છે. ભગવદ્ભાવને બદલે અર્થ અને અહંપોષણનું પ્રાધાન્ય જોવા મળે છે. ખુલ્લા પગે ચાલવાને બદલે ભાડૂતી વાહનો/ઘોડાગાડીમાં બેસીને જીવનમાં એકવાર વ્રજપરિક્રમા કર્યાનો મિથ્યા આત્મસંતોષ લેવાની રુચિ વધતી જાય છે. કોઇકે સાચુંજ કહ્યું છે કે, ઘોડાગાડીમાં બેસીને વ્રજપરિક્રમા કરનાર અંતે અહીં જ મૃત્યુલોકમાં જ ફર્યા કરશે અને પોતાના પગે ચાલનાર પેલો ઘોડો એક દિવસ ગોલોકમાં અવશ્ય જશે.

હવે તો ઉપલબ્ધ છે - મોબાઇલ ફોન, બેંક, પોસ્ટ-ઓફિસ, જનરેટરો, હોસ્પિટલો, રેડિયો, ટી.વી. સી.ડી. પંખા, મનપસંદ મનોરંજન, ભૂમિશયનના બદલે ફોલ્ડિંગ પલંગની આરામપ્રદ શૈયા, સ્વસેવ્યસ્વરૂપ માટે બે માસની હક રજા મંજૂર કરી કોઇને સોંપી-આમ ભગવદ્ સેવા છોડીને વ્રજપરિક્રમા કરવા આવતા વૈષ્ણવો તથા સ્વયં રસોઇ કરીને પ્રસાદી ભોજન લેવાના સ્થાને લૌકિક જિહ્વાને લલચાવતાં ધંધાકીય રસોડાના અસમર્પિત મિષ્ટાન્નના ખુમચા. હવે જોવા મળે છે ફાસ્ટફૂડ પેકેટો આરોગતા અને હાલતા-ચાલતા પાન-ગુટકાની પિચકારીઓથી શ્રીવ્રજભૂમિને અપવિત્ર કરતા તથા પાશ્ચાત્ય આચાર-વિચાર-વેશભૂષાથી વ્યાપ્ત બની નિશ્ચિંતતાથી મુક્ત વિહાર કરતા આબાલ-વૃદ્ધ -યુવા વર્ગની વિવિધ રેલીઓ. હવે માત્ર બાકી રહે છે - સરકાર વ્રજયાત્રાને એક પિકનિક ઘોષિત કરીને ટેક્ષ ઉઘરાવે એટલી જ ઔપચારિકતા.

વિશેષમાં વ્રજભૂમિમાં બિરાજતાં શ્રીબેઠકજીમાં ઝારીજી અને મિસરી ભોગ ધરવાની તથા સરાવવાની એવી તો હરિફાઇ ચાલે છે કે શ્રીમહાપ્રભુજી પણ વિચારે છે કે, આટલું બધું જળ અને

મિસરી હું એક જ દિવસમાં કેવી રીતે આરોગી શકીશ? અને તે પણ વૈષ્ણવોના આવા હઠાગ્રહથી તેમજ આટલી બધી ઝડપથી? સ્વામીસુખની ભાવના ચાલી ગઇ છે અને માત્ર ક્રિયા જ રહી ગઇ છે. કોને રોકવા? કોને સમજાવવા?

अयं तु युगधर्मो हि वर्तते कस्य दूषणम् ।
अतस्तु पुंडरीकाक्षः सहते निकटे स्थितः ।।

(પદ્મપુરાણ-શ્રીમદ્ ભાગવત માહાત્મ્ય : ૧-૭૭)

અર્થાત્ આ તો કલિયુગનો ધર્મ છે કે એમાં કોને દૂષણ આપીએ? એટલા માટે કમલનયન ભગવાન પણ નિકટ રહીને કલિયુગના ધર્મો સહન કરે છે.

આમ, ખાનપાન-ખાટપાટ વગેરેનું વર્ચસ્વ વધતું જાય છે. અને હૃદયનો ભાવ ઘટતો જાય છે. અંતે પેટ અને પ્રકૃતિ સૌની સાથે જ હોયને! આથી જ વિકૃતિ આવે છે. આ પ્રકારે ચોરાસી કોસ પરિક્રમા કરતાં જીવની ભવચોરાસી કદાપિ નહિ ટળે. સ્વગૃહમાં આજીવન ભગવદ્ સેવા અને સ્મરણ કરતાં પ્રભુમાં મન ન લાગ્યું તો પછી શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની લીલાસ્થલીમાં બે મહિનામાં જ ક્યાંથી લાગશે? અંતે તો ભવાટવીમાં ભટકવાનું જ રહેશે.

આવી પૂર્ણ વ્યવસાયલક્ષી અને અપસિદ્ધાંતોથી આવૃત્ત એવી આજની આ વ્રજપરિક્રમાની કોઇ ફલશ્રુતિ ખરી? આમાં નથી પુષ્ટિભક્તિ કે પુષ્ટિફલની પ્રાપ્તિ. આજની આ વ્રજપરિક્રમા તો નિવૃત્તિમય જીવનમાં સહેજ મહાલવાની અને આ પ્રકારની પરિક્રમા કરનારાઓની સામાજિક યાદીમાં નામ સાકેલ કરાવવાની ઘેલછાવૃત્તિનો એક પર્યાય બની ગઇ છે. આ આધુનિક વ્રજપરિક્રમાને પિકનિક કહીએ કે બીજું કાંઇ?

વૈષ્ણવ પરિવારના આદ્યતંત્રી ગો.વા.રમેશભાઇ પરીખ પણ સ્વવેદનાને વાચા આપતાં લખે છે કે -

વ્રજયાત્રા ત્યાગ અને તપ માટે અને પ્રભુવિરહની ઉત્કટ તાપક્લેશની ભાવના માટે છે. આથી જ વ્રજયાત્રા શરૂ કરતાં પહેલાં મથુરામાં દરેક વ્રજયાત્રીએ જીવનમાં ત્યાગ અને તપ બન્યા રહે એવા કેટલાક નિયમો લેવાના હોય છેઃ જેમકે - જમીન પર સૂઇ જવું, દાઢી ન કરવી, વાળ જ કપાવવા, ધોબીના ધોયેલા ઈસ્ત્રી-બંધ કપડાં ન પહેરવાં, શરીરે સાબુ લગાડી સ્નાન ન કરવું, બધું કાર્ય જાતે

કરવું, સાદું સાત્ત્વિક ભગવદ્ પ્રસાદી ભોજન એક વખત જ લેવું, સેવા-સત્સંગ વિશેષ કરવાં વગેરે. આજે આ બધા નિયમોનું પાલન કરનારા વૈષ્ણવ બહુ ઓછા જોવા મળે છે. ઘણાના માટે વ્રજયાત્રા પર્યટન-પિકનિક બની છે એ બરાબર નથી. (પુષ્ટિમાર્ગની પગદંડીમાંથી)

પતિ-પત્નીની પ્રેમની અભિવ્યક્તિને એકાંતનું માધ્યમ બનાવવું કે લો ગાર્ડનમાં ભવાઇ કે વરણાગીવેડાનું માધ્યમ બનાવવું - એ તો કરનારાના હાથની વાત છે. કંઠીદીક્ષા દ્વારા સગાઇ થઇ અને બ્રહ્મસંબંધ દ્વારા અલૌકિક લગ્ન થયું તો પછી આ બધી લફરાબાજી છોડી દો, નહિ તો અલૌકિક જીવનસાથી એવા શ્રીગોકુલપતિને ગુમાવવાનો વારો આવશે. આજની વ્રજપરિક્રમાનું પણ કંઇક આવું જ છે.

માટે હે વૈષ્ણવબાંધવો! જાગ્યા ત્યારથી સવાર સમજો. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. તમારા આત્માને દુર્ગતિમાં ન ધકેલો. દેખાદેખી છૂટછાટો લઇ મનકલ્પિત આચરણ ન કરો. મનસ્વીપણે નિરંકુશ બની વૈષ્ણવીજીવનને બરબાદ ન કરો. ભગવદ્ નામ, લીલા અને સ્વરૂપવિક્રયનો દાવાગ્નિ જ્યારે ચોમેર પ્રસરી રહ્યો છે ત્યારે સેવા-સમર્પણના વૃન્દાવનને સુરક્ષિત રાખવા જાગૃત બનીએ!

વ્રજપરિક્રમા - વ્રજયાત્રાને પિકનકિ જેવા લૌકિક શબ્દ પ્રયોગથી અપવિત્ર કરતાં આ જીવ - અપરાધની ક્ષમાયાચના સહ પૂજ્યપાદ શ્રીગુરુદેવના શ્રીયુગલ ચરણકમલોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

**–। સંકલન / પ્રકાશક ભાઈલાલભાઈ શં. શેઠ, મોડાસા દ્વારા પ્રકાશિત સેવા પ્રવેશિકામાંથી સાભાર ।–**

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



प.भ. वल्लभीय वैष्णववृन्द

[redacted] लगभग डेढ़ सौ वर्ष पश्चात् संवत् २०६६ [redacted]

इस यात्रा में निकुंजनायक प्रभु श्री गोवर्धननाथजी (दाहोद-गुजरात) पधारेंगे। श्री प्रभु के नित्य नूतन मनोरथ, आचार्यों के वचनामृत, विद्वानों के प्रवचन, रासलीला (नित्य), रासगरबा, कीर्तन समाज, समस्त बैठकजी में झारी, चरण स्पर्श, धोती-उपरणा, तपेली, ब्रजस्थल दर्शन, सांस्कृतिक कार्यक्रम आदि का अलभ्य लाभ समस्त वैष्णवजन सपरिवार इष्ट मित्रों सहित सम्मिलित होकर सानन्द प्राप्त करें।

**पाल में निवास (भोजन व्यवस्था सहित)**

एक पाल में ८ व्यक्ति प्रति व्यक्ति न्यौछावर ११,००० रु.
वीआईपी, पाल में ६ व्यक्ति प्रति व्यक्ति न्यौछावर १६,००० रु.
वीवीआईपी, पाल में ४ व्यक्ति, प्रति व्यक्ति न्यौछावर २५,००० रु.

**पाल बुकिंग की न्यौछावर (टोकन) 5001/-**

सुबह : चाय/काफी, शिकंजी
दोपहर : भोजन
शाम : चाय/काफी, भोजन, भरपेट नाश्ता

**प्रति व्यक्ति बुकिंग की न्यौछावर (टोकन) 1101/-**

विशेष : आज्ञा से परिवर्तन परिवर्धन शक्य है।

## पाल- व्यवस्था

### ८ व्यक्ति सादापाल
**प्रति व्यक्ति ११,०००/-**

| | |
|---|---|
| पाल | पीने का सादा पानी |
| पाटला | सामान ढुलाई |
| कमोड | नहाने का पाटला |
| गरम पानी | मगा-२ |
| भोजन | |
| बालटी-३ | |
| लाईट | |

### ६ व्यक्ति वी.आई.पी. पाल
**प्रति व्यक्ति १६,०००/-**

| | |
|---|---|
| पाल | लाईट |
| पलंग | गादी सेट |
| कमोड | पंखा - २ |
| गरम पानी | बीसलेरी |
| ४ कुर्सी | नहाने का पाटला |
| भोजन | दरी-२ |
| बालटी-३ | मगा-३ |
| दो पाल के बीच १ | चौकीदार |

### ४ व्यक्ति वीवीआईपी पाल
**प्रति व्यक्ति २५,०००/-**

| | |
|---|---|
| डबल पाल | लाईट |
| पलंग | गादी सेट |
| कमोड | कुलर - २ |
| गरम पानी | बीसलेरी |
| १ चौकीदार | सामान ढुलाई |
| ४ कुर्सी टेबल१ | नहाने का पाटला |
| भोजन | दरी-२ |
| बालटी-३ | मगा-३ |

प्रति कूलर - ४,०००/-रु.

अन्य आवश्यक सुविधाएँ भी न्यौछावर देकर समिति द्वारा प्राप्त की जा सकेंगी। जैसे बैंकिंग, मेडिकल आदि।

पंखा - २०००/- रु.

नोट : वैष्णवों के श्री ठाकुरजी की सेवा व्यवस्था के लिए अलग पाल भीतरिया व्यवस्था आदि हेतु न्यौछावर २०००/- रु. (प्रति व्यक्ति)

વર્ષ ૨ અંક ૧૦ મહા સુદ ૧૧, ૨૦૬૫





# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીજયા એકાદશી વ્રત

**રાગ નટ** : રસિક રસીલે ગોકુલનાયક ॥

અંગ અંગ રસ રહે રંગ હરિ મુખ બોલત રસ રાયક ॥ ૧ ॥

રસ હી કી બાતે સબ જાનત સબ રસકો સુખદાયક ॥

વૃન્દાવન વલ્લભ વલ્લભરસ ભક્ત રસિક મન ભાયક ॥ ૨ ॥



